# ॐ॥ ઉઠેલ સિંગ કા ॥ॐ॥
# ગયતાની ચરખા.



પ્રકાશક **બાવારામરટો**, મેનેજીંગ પ્રોપ્રાઈટર

પબ્લીક ગ ગાલ ગર, હરિદ્વાર.

હાલ મુકામ નાનક દરબાર ખોડી ગાર્ડન,—કરાચી.

# ભગવત ભજન.

પરિબ્રહ્મ પરમેશ્વર અબ ગતિ, ભવન ચતુર્દશી નાથ હરી;
  જબ જબ ભીર પડી સન્તન પે, પ્રગટ હુયે પ્રીત પાલ કરી.
આદ્ય અન્ત સબ કે તુમ સ્વામી. બ્રહ્માદિક હય અનુગામી;
  કૃષ્ણ તમામી નમામી નમામી, દયાસિન્ધુ અન્તરયામી.
જાકો ધ્યાન ધરત યોગીજન, શેષ જપત નીત નામ નયે;
  સો ભવ તારણ દુષ્ટ નીવારણ સન્તન કારણ પ્રગટ ભયે.
જીનકો નામ સુનત યમ ડરપત, થરહર કાંપત કાલ હિયો;
  તિનકો પકડ નન્દકી રાની લે ઉખલસોં બાંધ દીયો
જય દુખ મોચેન પંકજ લોચન, ઉપમા જાય ન કહત બની;
  જય સુખ સાગર સબ ગુણ આગર, શોભા અંગ અનંગ ઘની.
નારદ કો હમ અતી ગુણ માને, શાપ નહિ બરદાન દીયો;
  જા કારણ તે પ્રભુ આપને, દર્શન દીયો સનાથ કીયો
જો હરઉ કે ધ્યાન ન આવત. અપર અમર હય કી લેખે;
  સો હરિ પ્રગટ નંદ કે આંગન, ઉખલ સંગ બંધે દેખે.
જીન કી પદ રજ કો સુર નરસેં, અગમ અગોચર દનજાંી;
  ત્રાહિ ત્રાહિ પ્રણ તારત ભંજન. જનમ નીરંજન સુખકાજી.
તુમ્હરી માયા જીવ ભુલાનો. કી વિધ નાથ તુમ્હે જાને;
  તુમ્હી કૃપા કરો જબ સ્વામી, તબ હી તુમ કો પહિચાને.
હે મુકુન્દ મધુસુદન શ્રીપતી, કૃપા નિવાસ કૃપા કીજે;
  ઈન ચરણન મેં સદા રહે મન, યહી બરદાન હમે દીજે
જય [illegible] હે [illegible]મ [illegible]ારણ, દયાસિન્ધુ હરિ નીત્ય મગન;
  જય સુન્દર વૃજરાજ શશી મુખ, સદા બસો મમ હીયે ગગન.
રસના નીત્ત તુમ્હારે ગુણ ગાવે, શ્રવણ કથા સુન મોદ ભરે;
  કર નીત્ત કરે તુમ્હારી સેવા, નયન સન્તન દર્શ કરે.
નેમ ધર્મ વૃત જપ તપ સંજમ, યોગ્ય યગ્ય આચાર કરે;
  નારાયણ બીન ભક્ત ન રીઝે, વેદ સન્ત સબ સાખ ભરે.

---

અમારી "હવાઈજહાજ" નામની ચોપડી ટુંક સમયમાં બહાર પડશે



# પ્રસ્તાવના.



---:o:---

સજ્જનો,

આ સૃષ્ટિમાંના બનાવો, સર્વ કામો, કુદરતની સૌંદર્યતા, વગેરે વગેરે પર જરા ઝીણા પણ લાંબા વિચાર કરશું તો જરૂર આપણને આશ્ચર્ય ઉત્પન્ન થશે. એ સર્વ પર અમલ કરતા તે તો કોઇ મહાન સત્તા છે જેની લીલા સર્વસ્વ જોતાં વિચાર સાગરમાં પણ ગરક થઇ જવાય છે. અરે,! એ અનંત, લીલાકર્તા સત્તા, જે સર્વ શકિતમાન છે, તે પરમેશ્વર છે. જે અખિલ બ્રહ્માંડ, પૃથ્વી, વગેરેનો રાજા એ આ સર્વાદિ પર રાજ્ય ચલાવે છે. જે સર્વ વ્યાપી, સર્વજ્ઞ, દયાળુ, માયાળુ અહરનિશગોપાળ અને જગત પિતા કહેવાય છે જેણે આ સંસાર માટે મૂળ બે નિયમ ઘડયા છે. (૧) પૃથ્વીનું હરવું ફરવું, તેની ગતિ વગેરે વગેરે. (૨) પ્રાણીમાત્ર સઘળા સારૂ. જેમાં આપણી હીલચાલ વગેરેના કાનુનોનો સમાવેશ થાય છે. સાચુ બોલવું, ચોરી ન કરવી, અનિતીથી ન વર્તવું. જુગારમાં ભાગ ન લેવો, અને અહંકારમાં મદ ન થવું, લક્ષ્મીમાં લોભાઇ કોઇને દગા ન દેવા, વગેરે વગેરે ઘણા કાયદા કરેલ છે. એમ ચાલવાથી સંસારમાં જીવતાં સુધી ખરૂં સુઃખ અને મરણ, પછી મોક્ષ પ્રાપ્ત થાય છે.

આ સર્વ વિષયોનું ભાન કરાવનાર તે ગુરૂ અને વડીલો, મહાત્માઓ વગેરેને કહીએ તો ચાલે વળી જુના પુરાણા ગ્રંથો, તેના ઉતારા કે તેના દ્રષ્ટાંતોથી ભરપુર નોવેલો, અવાર નવાર બનાવો વગેરે પરથી શિખામણો ધ્યાનમાં ખેંચવાથી, જરૂર જોઇતા પ્રમાણમાં આવું કંઇક પ્રાપ્ત થાય છે.

જીંદગીમાં સદ્ બુદ્ધિ પ્રાપ્ત કરવા તનતોડ યત્ન કરવો, સુખમાં સેવા બજાવવી અને બચતા સમયનો સદ્ઉપયોગ કરવો. પરમાર્થિક કામ કરવા એ રાહુની પવિત્ર સત્યક્ રજ છે. એજ પ્રમાણે મને પણ સેવામાં કંઈ ને કંઈ રહસ્ય પડે છે વળી કુદરતી સાધારણ કાયદો છે જે **"સૌથી ખરાબ માણસ હશે તો પણ તેમાં એવી એક સારી બાબત શીખવા જેવી હશે કે જેનો લાભ લેવાથી જરૂર સદાચરણમાં વૃદ્ધિ થાય."** ધુળમાં પણ ઉપયોગી બનવાનો ગુણ છે "ધુળ પણ કામની" તો મનુષ્ય. કેમ નહિ? દરેકે એક બીજાને સહાયરૂપ થવાની જરૂર છે "ઝાઝા હાથ રળિઆમણા" ઝાઝા મળી શાની સુલેહથી રહી, સંપવાન બની, એક મત પર આવી કામ કરે તો શું ન કરી શકે? જેમ

ઝાઝા નબળા લોકથી કદિ ન કરીએ વેર
કીડી કાળા નાગનો, પ્રાણજ લે આ પેર

બંધુ! હું કોઈ ગૃહસ્થ નથી, હું કંઈ એવો ચાલાક નથી હું કંઈ લેખક નથી કે કવિ નથી. છતાં પણ જેમ જેની ખોટ પડે ત્યારે કુદરત એની મેળે એ ઉત્પન્ન કરે મારા નાના સેવાના વિચારો અમલમાં લેવા પ્રકાશમાં લાવવા, અને ઉપયોગી નિવડવા આ શક્તિ મળી. જેથી જેમ મગજે મગજે વિચાર જુદા એજ પ્રમાણે ઘણા ગ્રંથો,—પુસ્તકો—નોવેલો—ચોપડીઓ, જુદાં જુદાં નામ અને વિષયોથી ઘણા ચાલાક અનુભવી લેખકોની કસાયલી કલમથી રચાઇ પ્રગટ થાય છે દરેકના ઉદ્દેશ પણ **સરખા નથી હોતા છતાં પણ અલબત તે સર્વે ઉપયોગી,** બોધદાયક તથા સેવા પાત્ર કે યોગ્ય **તો ખરા.** મેં પણ આ લઘુ વાર્તા રચી. મારા ટુંક વિચારો પ્રગટ કરવાનો સમય લીધો છે.

વાચક, હું આપના અમૂલ્ય વખતનો ભોગ લઉં છું કદાચ આપ તેને યોગ્ય ન સમજતા હશો પરંતું મેં તો આવી વાતો લખી અલ્પ વિચારોને સેવાના પ્રમાણમાં લાવી તેની અંદરની ઉંડી બાબતના, પરિણામનું

દ્રશ્ય કરાવવા અને એ માટે તે પર ઝટ સારા યોગ્ય પગલાં લેવાના ઇરાદાથી આપને વિનંતી કરૂ છું કારણ કે વર્તમાન કાળમાં કાળયુગની સત્તાથી, તેના અમલથી જરૂર કંઇ નહિ તો કંઇ, ઠેર ઠેર નહિ તો ક્યાંક ક્યાંક, દુરાચારો વધી પડેલ છે જેનાં પરિણામો માઠાં ઉપજે છે. મારો ખરો અને એક ઉદ્દેશ અનેકમાંથી સેવા બજાવવાનો પણ છે. હું મારી ફરજ આ કર્તવ્યો જે દુરાચારી છે, તેમા સુધારો કરવાર્થે, ફૂલ નહિને ફૂલની પાંખડી જેટલા પ્રમાણવાળા પ્રકાશમા લાવવા, મારા ગજાથી થાય તે કરી ચૂક્યો છું આજ તે બહોળા નહિ તો જુજ પ્રમાણમાં પ્રગટ થઈ ગએલ છે એમ મારી ચક્ષુથી જોતા મને અનુપમ હર્ષ ઉત્પન્ન થાય છે. પ્રભુનો ઉપકાર માની શુધ્ધ અંતઃકરણ પુર્વક પ્રાર્થના કરૂ છું કે "સર્વના જેટલા વિચારો જે સેવા બજાવવા માટે પવિત્ર છે તેને અજવાળામાં લાવવા અને લાભવાન કરવા શક્તિમાન કરો અને વળી તે સર્વ સદા ઉજ્વળ રહો."

આ વાર્તામાં માબાપને તજવાથી, સ્ત્રીમાં ભાન ભૂલી જવાથી, લક્ષ્મીથી મદોન્મત થવાથી, ખરાબ સંગત કરવાથી, જુગાર, નીસા કરવાથી, અને વિષયવ્યભિચાર વગેરે દુષ્ટ કૃત્ય કરવાથી, શા શા ગેરલાભ થાય છે જેનો હેવાલ લખેલ છે. મેં કોઇના ઘરને જોઇ તેની ટીકા અર્થે કે બીજી કોઇ રીતે તે લખેલ નથી, પણ સાધારણ તેવું દુરાચારી સ્થાને દ્રષ્ટિગોચર કરતાં માલમ પડે છે. જેનો સુધારો કરવા આ યત્ન શરૂ કરેલ છે.

મારી અલ્પ બુદ્ધિ છે મારો અનુભવ થોડો છે. મારૂં કામ આવી વાર્તાઓ રચવાનું નથી કે આખો દહાડો સેવા બજાવવાનું પણ નથી. મને આ વિચારો મને આવો સમય વગેરે કેમ મળ્યાં જેનો ખરો મતલબ હું પણ સંપુર્ણ રીતે સમજી નથી શકતો માટેઃ—

જન સમાજ—વાંચક વૃંદ—દેશવતનની બંધુઓ—મારા લખાણમાં યોગ્ય સુધારો કરી મૂળ ભાવાર્થ સમજશે. મારી ભૂલો સુધારી સત્ય હૃદયમાં ઉતારશે. મારા આ ગ્રંથથી પહેલવામાં પહેલા યત્નથી, ખાડખાંપણ-વાળી શૈલીથી, લખાએલ વાર્તાના શુદ્ધ સાર પરથી લાગણી ધરાવી મને આગળ વધુને વધુ તેમાં વધવા. શક્તિમાન કરશે. ઉત્સાહવાન કરશે, મદદ રૂપ બનશે. ક્ષમા ધરશે. અને શુદ્ધ ખરો સાર સંપાદન કરી અમલમાં લઇ સુધારો કરશે તો હું મારો શ્રમ સફળ થયો ગણીશ.

આ કંઠ તે થકી દરેક સજ્જન પોતાની ફરજનો સાર ગ્રહણ કરશે. બીજાને કરાવશે તથા વધુ સારા યોગ્ય સુધારા મને લખીત કે રૂબરૂ મળી જણાવશે. જેવું કે વધુ પડતુ, તોછડું, ખાડ ખાપણ અને ભુલ વગેરે લખાણની અસ્થિરતા લક્ષમાં આપી ઉત્તેજન આપશે. સમજાવશે તો તેવા સજ્જનોનો આભારી થઇશ.

"મનુષ્ય માત્ર ભુલને પાત્ર" તેમ આમાં શું ખામી નહિ હોય? તે સુધારી દયા લાગણી લેવા આપના પરજ વિશ્વાસ રાખું છુ. આ પ્રથમ યત્નને સૌ વધાવી લેશો એ આશા છે.

પ્રભુ સર્વને સદબુદ્ધિ અને સત્કર્મ કરવા સારૂ શક્તિ આપો એ પ્રાર્થના કરી.

વિરમતો શુભેચ્છક સેવક,
**દેવજી ટોકરશી કેસરીઆ.**

---

**હે ભગવત ખારી ધરપતીપર અમૃતકી વર્ષા કરતાં હું. હિંદુ, મુસલમાન, પારસી, સીંધી. યહુદી, ખિસ્તી, વગેરે લોકો કે દિલોકુ સંભાલકર—હરાહરા વાલે તુમ હો.**



# આભાર પત્ર.

———:o:———

• "વખત અમૂલ્ય છે" અને માત્ર તેનો પણ ભોગ આપવો એ એક મોટામાં મોટા ઉપકારમાંનો એક છે.—વાંચક આપનો પણ હું માત્ર ઉપકાર-આભાર-પાડ માનું છું. પણ બદલો વાળી આપવા ખરી રીતે અશક્તજ છું કારણ, જેમ કે નાણાંનો બદલો વધુ નાણાં આપી, જણસનો બદલો, મીફીનો, કોઈ કામ સમજાવવાનો કે એવી બાબતોનો આભાર માની શકાય સાટું વાળી શકાય તે છે. જે પણ કોઇ વાર શક્ય અને કોઈ વાર અશક્ય થઈ પડે છે. પરંતુ જે વખત છે તે અમૂલ્ય છે જેનો ભોગ ઉદારતા વાપરી આપી રહ્યા છો, તેનું સાટું વળી શકે તેમ નથી. આ ઉપરાંત વળી જે યત્ન અને મારી વિજ્ઞાપ્તિ લક્ષમાં-અમલમાં લીધી છે જેના માટે ખરેખર આપ સર્વનો ઉપકાર માન્યા સિવાય રહી શકાયજ નહિ.

સર્વ વાંચક વૃંદ સાથે મારા મદદ રૂપ શુભચિંતકો વગેરેનો ઉપકાર માની પ્રભુ પ્રાર્થના કરૂં છું.

કર્તા.

# અર્પણ પત્રિકા.

---

વાંચક!

અમો આ લઘુ (ખોડ ખાંપણ વગેરેથી ભરપુર ટુંક સાર રૂપીની) વાર્તા–ચોપડી–આપનાજ ચરણમાં રજુ કરીએ છીએ આપ શું કરશો?

જેમકે જ્યારે પરમ કૃપાળુ પરમેશ્વરે આપણા માટે આ સર્વ સૃજ્યું ત્યારે આપણે તેનો ઉપકાર યાદ રાખવા ભક્તિ કરવી ઘટે છે. તેમ અમો આ વતીનું એટલુંજ સારૂં (નીચે મુજબ) ઇચ્છીએ છીએ.

દરેકમાં સારૂં અર્થાત નરસું હોય છે. તેમ જો આપ સજ્જન હો તો આપના મનના પ્રબળ વિચારો અને આ અલ્પ બુદ્ધિના વિચારોથી લખાએલ ટુંક વાર્તાથી ખરાબને સુધારવા કોશીશ કરજો. અને તેનો આશીર્વાદ લેશો. કદાચ જો આ પુસ્તક જાતે લાગુ પડે તો યોગ્યસર કરી પર ભલાઈ કરશો.

ઉપરોક્ત ઉદ્દેશથી આ પુસ્તક આપનેજ અર્પણ કરવામાં આવે છે. હિંદનું ભાવિષ્ય તેથી પણ જરૂર સુધરશે. કર્તા અને પ્રકાશકના શ્રમની યોગ્ય લાગણી–કદર–જો આપ અમલમાં લઈ તે પાર પાડવા દરરોજ સહજ પરમાર્થ (પુરપાર્થ) કરશો તો અમો અમારી ભાવના મહેનત સર્વ સફળ થયા ગણશું.

એજ

કર્તા અને પ્રકાશક.

# પ્રભુ પ્રાર્થના.

વંદીએ દયાળુ વિભુ, સર્વ સાથ,
જપીએ. રૂપાળું નામ, જોડીને રે હાથ — વંદીએ ૧.

રહી હરેકના હૃદયમાં હરિ,
સુશિક્ષણ સોંપને તાત એ વળી. — વંદીએ ૨.

સ્વીકારો યાચના અમારી બાપજી,
ધરો ક્ષમા સહુ પરે, સદાય નાથજી. — વંદીએ ૩.

કરી અર્જ આ પુરીને સંગ નમી,
સુઆશિષ સર્વના માટ માગી લઇ. — વંદીએ. ૪.

ચરણ ઇશના સર્વ દાસો ચૂમી,
કેસરીઆ કહે કૃપા કરો પુરી. — વંદીએ ૫

---

હે પ્રભુ, હે સર્વશકિતમાન, હે ગુરૂ મહારાજ, હે દરિઆલાલ, હે વર્ણદેવ. હર હિન્દુ જાતી સિન્ધનીવાસીપર તું અપની કૃપાકર જો યે અપને કરમ ધરમ ઔર દાનકી સીધિ રીતિ કો જાનને માનનેવાલે બને. હે પ્રભુ! લાયક પુત્રોમેં જેસે નાલાયક પુત્રકા પીતાકો સબસે જયાદા ખયાલ બના રહેતા હય વયસેહિ તુજે ભુલકર ધનદોલતકે ભરોસેપે પાર ઉતરનેવાલોંકા બેડા પાર કર. જો યે ભુલ કરભી અપને સનાતન ધર્મકી પ્રિતીકો છોડકર અનમત મતાંતરોપર હરગીજ ધીયાન કરનેકી ચાહના ન કરે!! હે હરી ઇનકુ જલ્દી અપના ભગત બનાવ ઔર જલ્દી ઇનિકે હાથસે પરમાર્થકા ભલાકર. શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

# ગુરૂદેવની આરતી.

———:o:———

જય જય જય ગુરૂ દેવ, જય જય જય ગુરૂ દેવ,
તમને અમના વંદન (૨) લળીને આ સહદેહ જય. ૧.

અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિની વિભુતી, જે સુખ સદા ધરતી (૨)
કલ્યાણુ કોટી કરતી (૨) જ્ઞાન તુ શીખવતી. જય. ૨.

વસિષ્ઠ સાંદિપની રૂપના સરખી, ઓ વિદ્યાની મુરતી (૨)
અખિલ ભંડાર સ્વરૂપે (૨) સદાચારી રહેતી. જય. ૩.

વિદ્યા સાગર પ્રેમી ખરે તું દેવ, હે શીખવીને તન મેવ (૨)
અપાર આભારોથી (૨) ઋણી તુજના દેવ. જય. ૪.

પ્રભો સર્વ વ્યાપીહો રાજન, અમ કરીએ તમને નમન, (૨)
મમ સ્તુતિ લક્ષે લે (૨) એ કરી કહીએ વંદન. જય. ૫.

રામ કૃષ્ણુ તણી દીલમાં ભકિત, બળદેવ સુદામાની (૨)
સમી સેવા ગુરૂ લે (૨) વસજો પ્રીત ધરી. જય. ૬.

આ મુંખડું જગ માંહે શોભે. તુજની મે'ર થકી. (૨)
ઉદર નિર્વાહ ચાલે (૨) તમ વિદ્યાની વતી. જય ૭.

નર્ક વાસીને સ્વર્ગ તણો રે માર્ગ, તું બતાવીને દોરનાર (૨)
અમ, તે, ના સહુ ચૂકી (૨) સ્મરીએ ધરી ઉપકાર. જય. ૮.

આ સ્તુતિ તુજ ચરણુ કમળની પાસ, હું ધરી સાદું વાળું (૨)
અશકત બાળ શું કરશે (૨) એથી વિશેષ વધુ. જય. ૯.

માગ્યેના આ લક્ષ પરે લઇને, હે ક્ષમા કરો અમને (૨)
તસ્દી કાજે ગુરૂ દેવ (૨) પ્રણામ હો તમને જય. (૧૦)

# શેતાની ચરખો.

——:o:——

## ઇશ્વરા ચરણ.

સમરૂ ગણપતિ નાથને, બળ દો મુજને આપ.
સરસ્વતીથી બુદ્ધિ ઇચ્છું છું, કાપો મારા પાપ.
કર જોડી પ્રાર્થું હું તમને, પૂર્ણ કરો આ કામ.
કેસરીઆ કે વિનંતિ મારી, લક્ષે લો શ્રીરામ.

---

વર્તન ધરજો સાર ગ્રહીને, અસર રૂપાળી કરજો.
બાળો ભણી શિખ આપી કરી, હિંદોધ્ધાર કરજો.
એ આચરણે શ્રમ સહુ મારો સફળ થએલો જાણી લઇશ.
રામ રટી એ સદ્ કરમો લે, ઉપકાર તેનો માની લઇશ

કુદરતી નિયમ છે કે વડીલોને—વાલીઓને—માબાપોને પોતાના ચિરંજીવીઓ પર ઘણો પ્રેમ હોય છે તેમને બચપણમાં ઉછેરવાં, ભણાવવાં. સેવા ચાકરી યોગ્ય વખતે કરવી, તે તો ફરજ કે મુદ્રાલેખ છે. પણ અફસોસ! ચાલુ કળિયુગના જમાનામાં હાલ રામ, લક્ષ્મણ અને શ્રવણ વગેરે જેવા માબાપનાં ભક્ત રત્ન નજરે નથી મળતાં. મોટી સંખ્યામાંથી થોડા નીકળે તે નહિ જેવા, જેનું નામ તે કંઇ નહિ છોરૂ કછોરૂ થાય પણ માબાપ તેવા ન થાય

જગ મોહન કરીને એક વૃદ્ધ માણુસ હતો તેની સ્ત્રી પણ વૃદ્ધ હતી. તેમનો એકાએક છોકરો હતો ઇશ્વર કૃપાથી તે પરણેલો હતો.

જેનું નામ ઉકેલસીંગ હતું. ઉકેલસીંગ ભણેલો હતો અને તે એક ઓરી ઓફીસમાં નોકરી કરતો હતો. તેને એક પાંચ વરસનું છોકરૂં હતું.

જુના જમાનાના લેક વહેલાં ઊઠતાં એ રૂઢી અનુસાર ઉકેલસીંગની મા પણ વહેલી ઊઠી નાહી ધોઇ ઘરનું કામ કરી ઝટ પરવારી રહેતી રસોઇ પણ વહેલી કરી લેતી. જેથી ઉકેલસીંગને કામ પર જવા કદી રસોઇના બહાને મોડું થતું નહિ. પણ અચાનક એક વેળા તેની મા સહેજ બિમાર હોઇ વહેલી ઊઠી શકી નહિ. જેથી રાંધવાનું મોડું થયુ. ઉકેલસીંગનો જવાનો વખત થઇ ચુક્યો હતો ખાવાનું ઠેકાણું ન હતું તેણે એ બધું જોયુ સમજ્યો છતાં પોતાનું હુંપદ કે મોટપ બતાવવા તેણે કજીઓ કર્યો અને જુદાં પડ્યાં (એટલે કે વહુ સાસુ સસરાથી અને પુત્ર માબાપથી) જગમોહન અને તેની વહુ સાથે રહ્યાં તથા ઉકેલસીંગ તેની વહુ તથા ઉકેલસીંગનો - નો પુત્ર એ ત્રણ સાથે રહયાં આ પ્રમાણે સહજ વારમાં નજીવી બાબત પરથી ઘરના જુના ઇતિહાસો બોલી ઝગડા વધાવી એ ભાગ પાડ્યા આગળ હમેશાં તેની સ્ત્રી પોતાના ધણીને પોતાની સાસુના ગુન્હા ગણાવી દુ:ખડા રડતી ત્યારે ઉકેલસીંગ કહેતા કે વખત ઉપર વાત. અત્યારે ઉકેલસીંગનું મોડું હસતું હતું. તેને વખત મળ્યો, તેણે સ્ત્રી આગળનું વચન પાળ્યું અને જેથી તે પ્રસંગ મળ્યો, પ્રસંગ મળ્યો, એમ બોલી બધા ઉપકારની કદર બોળી, સેવા તોડી અને માબાપથી જુદો પડ્યો.

તેની સ્ત્રી તો વાત પુછ્યા વિના જાણી શકાય તેવી હતી સુધરેલ જમાનાને અનુંસરનારી હતી. ઘરમાં નોકર ચાકર રખાવે અને પોતે તો ગાડી ઘોડામાં બેસી ફરવા જવાની શોખીન અને મોજીલી હતી તે તો માત્ર સાસુ સસરાના અંકુશમાં હતી ત્યાં સુધીજ દેખાવમાં ડાહી અને સુશીલ હતી. એવામાં જુદા થયા એટલે રાજ મળ્યું હોય તેવું થયું બાઇ સાહેબ તો મિજાજમાં આવી ગયાં છતાં પણ કંઇ શરૂઆતમાં બધું ઇચ્છીત લઇ શકાય છે? હંમેશની ટેવ કેમ તુટે? તો પણ પહેલા બે ચાર દહાડા તો વહેલા ઊઠી વખત પહેલાં રસોઇ કરી રાખી પણ એક રાત્રે બહાનું

મળ્યું જેથી બીજે સવારે મોડા ઉઠાયું, રસોઇ તૈયાર ન થઇ ઉંદેલસીંગે જાણ્યું કે જમવાનું નથી થયું પણ સ્ત્રીમાં મહોઇ રહેલ ઉંદેલસીંગે કહ્યું "કંઇ નહિ બપોરે આવી જમી જઇશ." અત્યારે હોટલમાંથી નાસ્તો કરી ઓફીસે જાઉ છું વાહ! કેવા સદગુણી પુત્રા! તેમની સ્ત્રીએ જાણ્યું કે પતિ કંઇ કહેતા નથી. જેથી તે લફરૂ મોડું રાધવાનું થયું. ઉંદેલસીંગને તે બહુ મુશ્કેલ થવાથી થોડો પગાર છતાં ઘર કામ માટે નોકર રાખ્યો. ગંદી વ્યવસ્થા તળે રંધાતું અન્નનો ઉપહાર થતાં બિમાર પડવા માંડયો. ખરચ વધતાં નાણાંની તૂટ પડવાનું આમંત્રણ મળ્યું.

શ્રાવણ માસ જેવો પવિત્ર મહિનો આવ્યો. જેમાં તહેવારોની કંઇ ખામી હોય! ઉંદેલસીંગની સ્ત્રીને આ દિવસોમાં નાટક સીનેમા તથા સારી પ્રખ્યાત જગ્યાએ હવા ખાવા જવાનું મન થયું ગાડીમાં બેસી ફરવા જવાની ઇચ્છા થઇ, ધણીની સ્થિતિ ખપે તેમ હો પણ આપણને આપણને આનંદે રહેવું તે તેમના વિચારો હતા.

આ વખત દરમ્યાન સ્ત્રી પુરૂષનાં મન કોઇક રીતે ભળી ગયાં હતાં તેમા વળી ઉંદેલસીગનું મન પોતાની સ્ત્રી પર એવું ચોટી ગયું હતું કે ગમે તેમ કરી પણ તેને રાજી રાખવી આ ઉંદેલસીગના વિચારો તેની સ્ત્રી બરાબર જાણતી હતી

આથી જ્યારે રાંધણ છઠ્ઠ (શ્રાવણ વદી છઠ્ઠ) આવી ત્યાર સુધીમાં તો સાતેમની રસોઇ ખૂબ કરાવી રાખી હતી. બીજે દહાડે સાતેમનો તહેવાર હતો આડોસ પાડોસની બાઇઓ ભેગી મળી શીતળા માતાજીના સ્થાને જવા માંડી પણ ઉંદેલસીગની વહુ કંઇ પગે ચાલીને જાય તેવી ન હતી તે તો સવારનાં નાહી ધોઇ સારાં લુગડાં અને ઘરેણાં પહેરી હિંચકે બેઠી ઉંદેલસીગને આજ નોકરીએ જવાનું હતું વખત થતાં જમવા દેવાનું કહ્યું એટલે પત્નિએ મોઢું ચડાવી ઉત્તર વાળ્યો "હજી સુધી માતાજી પર ચઢાવ્યું નથી, અને તમને કેમ અપાય?" ઉંદેલસીગે કહ્યું "ફળીઆવાળી બાઇઓ સાથે શા માટે ન ગઇ?" "મારાથી પગેથી તો ન જવાય ગાડી લઇ આવો તો જાઉ" ઉંદેલસીગની આંખ નાણાંની તંગીની બાબતમાં પુરી ખુલ્લી ન હતી

પણ આ શબ્દો અમલમાં આણવા ચકચુર હતો. આહ! કળિયુગ તારા પંજાના આ પ્રતાપ! "ઘર બારી તીરથ" કરવા જવું તે આને નહિ તો બીજા શાને કહેવું? મા બાપનો તિરસ્કાર કરનાર, સ્ત્રીને જોઇ અંધ થઇ રહેનાર એ ઉકેલસીંગ ગાડી ભાડે કરવા ગયો. ગાડી લઇ પત્નિને ફેરવી આવ્યો અને ભુખ્યે પેટે કામે વળગ્યો. પેટમાં ભુખના કપરા તેથી કામ સુઝે કેમ! આજનું કામ તેની આગળ સર્વ કિંમતી હતું સહજ ચુક થાય તો ખાસ નુકસાની વેઠવી પડે. "જેમ રીતે વખત તેમ મગજ ફરવામાં વધુ અને પ્રબળ" કામ કરવામાં ચેન નહોતુ પડતું છતાં કામ મુકાય પણ નહિ કારણ કે તેનું કામ કરવા બીજું કોઇ ન હતું તેનો શેઠ કદરવાન ન હતો. એક દિવસમા વરસોની વફાદારી પર પાણી ફેરવી દેનાર તેની વૃત્તિ હતી .

તેના શેઠે કાંઇ કામ સર પોતાના પાસે ઉકેલસીંગને બોલાવ્યો જેમ તેમ કરી ત્યાં ગયો. શેઠે કંઇ લખવાનું કહ્યું મન આમ તેમ ખાવામાં દોડતું હતું તે ખરૂ લખી કેમ શકે? એકનું બીજું લખ્યું તે પછી શેઠે કંઇ વાત પુછી સંપુર્ણ માહીતી–ખબર છતાં અગ્રં દગ્ઘં પ્રત્યુતર આપ્યો શેઠે પોતાનો જાતિ સ્વભાવ પકડી પગારનાં નાણાં ચુકતે કરી પાણીચું આપ્યું

ચાલુ જમાનામાં સુધારો અને પ્રતાપ પણ તેજ છે. નર નારી, પ્રાણી માત્રમા બનતાં સુધી કોઈ અંશે એ પાપી શેતાન કળિકાળના લક્ષણો કદાચ પડી રહેલ છે એ તો ભાગ્યશાળી હશે કે જે તેના પંજામાં સપડાએલો નહિ હોય.

ઉકેલસીંગના શેઠને તેની વાઇ લાગી હતી તેથી ઘણા વરસના જુના નોકરને આમ સહજવારમાં છુટો કર્યો ઉકેલસીંગ ધીમે ધીમે પોબારા ગણતો ઘેર આવ્યો. ઘેર જઇ પોતાના આરામ લેવાના રૂમમાં પેઠો. તેની પત્નીને આવેલ છે તેની ખબર મળી પણ ગઇ નહિ મોડી વારે ધણી પર વ્હાલ કરતી હોય તેમજ સેવા બરદાસ તથા અપસોસ દેખાડતી હોય તથા કંઇ માગતી હોય તેમ બોલવા માંડી "અહો સ્વામી નાથ! આજ

તહેવાર હોઇ વહેલા પધાર્યા છો ખાધું નથી તો પણ શાંત કેમ બેઠા છો? વહેલા જમી કરી ઉંઘી આરામ લઇએ પછી સાંજે ગાડીમાં બેસી નાટક સીનેમા જોઇએ બંનેનાં ટાઇમ જળવાશે કારણ કે સીનેમાનો આજ વધારાનો ખેલ ૨ થી ૪ાા નો છે તેમજ નાટકનો ટાઇમ ૫થી ૧૦ નો છે. ઉંદેલસીંગ દીલગીર થઇ બેઠો હતો નોકરીના હાલ સાંસા હતા. ઘણા કામગીરી વગર ફરતા હતા તેમાં શા હાલ થશે તેની તેને ફીકર હતી. ઘર ખુંટ ખાવા પીવા વગેરેના સાંસા પડશે વળી માબાપથી જુદા પડેલ માટે મદદ માગી ન શકાય આથી લોક જાણશે તો નિંદા કરશે ઘરની સ્ત્રી શેતાન શેઠાણી જેવી હતી આવી બધી હાલતો યાદ થતાં ઉંદેલસીંગનુ મોઢું કરમાઇ ગયું હતું. તેની સ્ત્રી વાસણમાં રસોઇ લઇ આવી "લો સ્વામીનાથ આજ મોડા જમો છો જેથી ભુખથી મોઢું કરમાઈ ગયું છે હવે હોંસથી ખાઇ આરામ લો. પછી આરામ લઇ પવિત્ર તહેવારનો લ્હાવો લેવા જશું." એમ કહી વાસણ મૂકયા ઉંદેલસીંગે ખાણું લીધું પણ પસ્તાવો ઓછો ન થયો અને જરાવાર પછી સુઇ ગયો ઉંદેલસીંગ નોકરીથી ૧૦ાા વાગે આવી ગયો હતો અને ૧૧ાા વાગે સૂઇ ગયા ૧ાા વાગ્યાના શુમારે તેની સ્ત્રીએ તેને ઉઠાડયો તે ઊઠયો કે ગાડી લઈ આવવા આગ્રહ કર્યો.

તેણે સ્ત્રીને બધી વાત સંભળાવી પણ તે માને તેવી ન હતી છેવટે વિચાર કર્યો કે મોટા દિવસે ઝગડો કરવામાં સાર નથી લખ્યું હશે તે થાશે સહુને પ્રભુ પાળે છે. કીડીને કણ તથા હાથીને મણ દેનાર પણ ઇશ્વર છે એમ મનને આસરો આપી ગાડી ભાડે કરી લાવ્યો બંને જણે સુંદર પોષાક પહેર્યાં સ્ત્રીએ ઘરેણાં ઘાલ્યાં પોતાના પુત્રને સાથે લીધો અને સીનેમા ભણી ચાલ્યાં ટિકટો લઇ ખેલ જોયો. એ કેડે નાટકમાં ગયાં ત્યાંથી હરીફરી મોડી રાત્રે એટલે કે ૧૧ વાગ્યાના સુમારે ઘેર આવ્યાં દિવસના ટાઢું ખાધું હતું વળી સાંજે ફરવા ગયાના કારણથી રસોઇ ન થઇ હતી ખાધું ન હતું તેથી ભૂખ લાગી હતી ઠંડી રસોઇ ખાધેથી તબીયત (હેલ્થ) બગડશે એથી હોટલમાં જઇ નાસ્તો કર્યો ત્યારબાદ ઘેર જઇ સૂઇ રહયાં.

ગત્રે ચાંદરડાં ઝાંખું ઝાંખુ તેજ આપી રહ્યાં હતાં અવાજ જરા પણ થતો ન હતો. રાતનો વખત વીતી ગયો પરોઢયું થયું પશુ પક્ષીઓ ઉઠયાં. બાળાઓ પણ ધીમે ધીમે નાચવા લાગ્યાં સુરજનું તેજ પૂર્વ દિશા તરફથી પડવા માડયું બજારમાં દુકાનો ખુલી અને કામ શરૂ થયું આજ જન્માષ્ટમીનો દિવસ હતો વણિક વણિઆણી મોડા ઉઠયાં નિત્ય કર્મજ કરવાનું હતું તે કર્યું બીજા કામથી પરનારી રહી વ્રત કરવાનો વિચાર કર્યો ઉંદલસીંગ ફલહાર લેવા ગયો રસ્તે ચાલતા મિત્રોને પોતાના ધંધાની ભલામણ કરવા લાગ્યો તે ઉદાસ દેખાતો હતો ધીમે ધીમે કરતાં આસરે ૧૨ વાગ્યે ઘેર આવ્યો સહજ જમી લઇ તે પોતાના રૂમમા વાંચવા બેઠો છાપામાં જાહેર ખબરો તપાસી આ બાજુ રસોયો રસોઇ કરવાના કામમાં લીન થયો. તેની પત્નિ ઉંદલસીંગ પાસે ગઇ એના મનમા આનંદજ વ્યાપિ રહયો હતો. જરાવારમાં રસોઇ તૈયાર થતા જમી લીધું. જમી આરામ લઇ ઉંદલસીંગ અહીં તહી ઠેકાણે નોકરી સારૂ અરજીઓ લખવા માંડયો ત્યાં ચારેક વાગ્યા એટલે તેની સ્ત્રીએ ગાડી લઇ મેળામા તથા બીજે ઠેકાણે ફરવા લઇ જવા કજીઓ કર્યો બાપડો ઉંદલસીંગ બુરી હાલતમાં છતાં શું કરે? લાચાર સ્ત્રી પાસે તો જાણે કેમ તે વેચાયલો હતો તેનાથી તે આવા કામ સારૂ ખાસ બંધાયલો હોયને તેમ તેની તાણથી પોતાની ફરજ યાદીમાં આણી અદા કરતો હતો. "હે રામ તારો આશરો" એમ કરી ચાલ્યો પાંચેક રૂપીઆની વડીવાગની ચક્રીના સંગ્રામમાં ઉતર્યો ગાડી લઇ આવ્યો. મેળામાં ફર્યાં હવા ખાવાની જગાઓ ફર્યાં અને રાત્રે આઠેક વાગે આવ્યાં જમી કરી ઉંદલસીંગે આરામ લીધો.

આ પવિત્ર ભારત દેશની અંદર આ પવિત્ર તહેવારે ભજન મંડળ ચાલુ રહેવાને બદલ જુગાર મંડળ નાનાથી મોટા તલક વ્યાપિ રહેલ છે. "જુગારનું મોઢું બળ્યું ધિક્કાર જુગારનું હો" એ સમજ્યા છતાં તેનાં પરિણામ જાણ્યા છતાં દુઃખો વેઠવા પડે તો પણ તેને વધુને વધુ ઉત્તેજન અપાયા કરે છે. આ દહાડે જો કંઇ ભજન કિર્તન કે હુન્નર કળા કે લાયક કામ કરનાર કયાં જોવાશે? કેમ ભાગ્ય! કેમ ભાગ્ય! શેરીએ શેરીએ અને

ચકલે ચકલે ઘરે ઘરે અને દુકાને દુકાને નાલ લઈ જુગાર ચાલું થઇ ચૂકી છે. નાણાંની લાલચે એ ધણીઓ પણ કેટલાને પાપમાં ગોળી કેટલું પાપ પોતે વહેરે છે તેનું વાંચક વૃંદ તુંજ ખ્યાલ કરજે ઉક્ત રૂઢી અનુસાર ઉંદલસીંગની વહુએ પોતાની પાસેથી જોર જુલમથી જુગાર રમવા નાણાં લીધાં શરૂઆતમાં સારો દાવ આવ્યો છેવટે વધુ નાણાં (વધુ જીતવાની લાલચે) મુકતાં સર્વ ગુમાવ્યાં પતિનું મોટું પડી ગયું હાય! શું કરવું તેની સુઝ પડતી નથી! સ્વામી નાથ! સ્વામી નાથ! કરતી રડતાં રડતાં કહ્યું પહેલા સારો દાવ આવતા વાલયમા લપટાના સર્વ ખોયુ થોડા વધું પૈસા આપો જરૂર જીતાશે અને પછી માંડી વાળીશ ના કરશો તો મારા સોગન છે ઉંદલસીંગ બંધાણો ગુસ્સે થયો પણ શું કરે!

તેને સ્ત્રી.સ્ત્રી ને સ્ત્રીજ સર્વથી દેખાતું હતું. જેણે પાળી પોષી મોટા કર્યા અસંખ્ય સંકટો વેઠયાં, અમુલ્ય ઉદારતાઓ બતાવી તેને વૃધ્ધાવસ્થામાં એક સ્ત્રી કાજે તજી દીધાં કહો, કેવી ઉત્તમતા? કેવી ધર્મ પોષણતા? ઉંદલસીંગે નાણાં આપ્યાં જે પણ ફરી ગૂમ થયાં વહુ જીભ મોઢામા સમાવી રૂદન કરતી બેસી રહી. આનંદનો દહાડો છેવટે આમ પસાર થયો. રાતના દસ વાગવા આવ્યા આંખમાં ઊંઘ ભરાઇ ગઈ હતી છતાં ઉંદલસીંગ કામમાં મંડી રહયો હતો. બાર વાગે કામ ખલાસ કર્યું ગજવાના રૂપીઆ સંભાળી વિચાર કર્યો અને તેજ વિચારમા ગરક થઇ મોડી રાત્રે સુઇ ગયો પોતાની પાસે થોડા પૈસા બચતમાં જોઇ નિસાસો નાખી નિરાશ થઇ સુતો હતો જેથી નિદ્રા દેવીનાં દર્શન થતાં ન હતાં તે બિછાનામા પછાડા મારવા માંડયો. ચોતરફ ચિંતા અને ગુજરાન વગેરે સબંધીના વિચારો દોડવા માંડયા પણ શું કરે? ઘડિઆળમાં દોઢ, બે અને અઢીના ટકોરા ત્યાર પછી સાંભળ્યા મહામુસીબતે નિદ્ર આવી સ્વપ્નામાં પણ તેનુંજ અહો! પ્રભો! તારી ગતી ન્યારી છે મહાન રાજાને પણ પળવારમાં રંક કરી શકે છે નારી લીલાનો મહિમા હેરત પમાડે તેવો છે.

પક્ષી વૃક્ષ મનુષ્ય વગેરે સુઇ રહયાં હોય ચોમેર શાન્તી ફેલાઇ રહી હતી. રાત્રીનો ઘણો ભાગ વીતી જવા આવ્યો હતો જોત જોતામાં દુર દુર

રહેલા કુકડાઓ પરોઢીઉં ફૂટતાં કૂકરે કૂક બોલવા લાગ્યા તેના અવાજથી માછી તથા ખેડુત જાગ્રત થયા પોતાના કામે વળગવા ઓજાર લઇ તૈયાર થયા તથા યોગ્ય ઘટના કરી જોઇતી જગ્યા ભણી ચાલ્યા થોડી વારમાં કામની તે જગ્યા પર આવી પહોંચ્યા અને પોતાના કામની રૂઢી પ્રમાણે ધંધે વળગ્યા હજી ઘણાં લોકો ભર નિદ્રામા સૂતાં હતા હવા મંદ મંદ વાઈ રહી હતી ધીધે ધીમે ચકલીઓ અને બીજા પક્ષીઓ ઊઠયાં તાજા દાણો ખોળવા, નાહવા, વગેરે વિધિ કરવા તે ઊડવા લાગ્યાં ઝાડ પર બેસી કલોલ કરવા માંડયાં અને મધુર સુરથી નાદ કરવા લાગ્યાં આ વખતે એક શખ્સના ઘરમાં દીવો ઝગમગ ઝગમગ પ્રકાશ આપી રહયો હતો ઘરમા બારી દ્વારા અંદરડાનું તથા બહાર સડકપરની બત્તીનું અજવાળું આવી રહયું હતું. એક રૂમમાં ખાટલા આગળ મેજ ખુરસી પડયાં હતા જે પર કાગળ બ્લોટીંગ (સાહીચુસ) અને બીજે જણુસો સાથે ખડીઓ કલમ તૈયાર પડેલાં હતાં ત્યાં જમીનપર કાગળના ટૂકડા પડયા હતા. પેલા ખાટલા પર એક માણસ સુતો હતો જેના મુખપર પેલુ અજવાળું પડતું હતું પરંતુ તેનું મોઢું ફીકું કરમાઇ ગએલા જેવું જણાતું હતું તેના મોઢા પરથી એવું જણાતું હતું કે જાણે કેમ તેને કોઈ મોટી આફત હોય અને તેમાંથી પસાર થતાં સહજ છટકી થાકી પાકી સુઈ રહયો હોય તેવું જણાતું હતું તેનો જમણો હાથ કપાળ પર રહી ગયો હતો અને બીજો હાથ ખાટલા હેઠળ લટકતો હતો. વાંચક વૃંદ! આ તે કોણ હશે? સવાર પડવા માંડી ગગનમાં પૂર્વ તરફનાં વાદળાનો લાલ, ધગધગતા અંગારા કે સોનેરી જેવો રંગ થયો. સહજવારમાં અરૂણ દેવ સ્વાર થઇ આવ્યા, અને સુતી જગ્યાને પોતાના તેજવતી જાહેર કર્યું કે સવાર થઇ રાત ગઇ કામ કરવાનો વખત થયો બાગ બગીચા અને ખેતરનાં ઝાડો પાણી વગેરે તેના પ્રકાશથી શોભી રહયા હતાં. સુરજમુખી ફુલે પોતાનું મોઢું ફેરવ્યું બીજા ફુલો આગળ ભમરા અને મધમાખીઓ ગણગણાટ કે બણબણાટ કરવા માંડયું. બાળકો માણસો મજુરો વગેરે પોતાના કામ ધંધાના ધ્યાનમાં પડયાં. આ વખતે તે સખ્સ સુતો હતો તેના આંખમાં હજી ઊંઘ

ભરાઇ રહી હતી આનું નામ તે **ઉદેલસીંગ** હતું તે મોડી રાતે સુતો હતો તેને કામગીરી અને નાણાંની ચિંતા હતી.

"ઘણીવાર થઇ હજી ઊઠયા નહિ ક્યારે નિત્યકર્મ કરશો અને ક્યારે બજાર લાવશો" એમ બોલતી બોલતી તેની સ્ત્રીએ જઇ તેને ઉઠાડયો **ઉદેલસીંગે** હાથમા દાતણ લીધું અને ઓટલે બેસી દાતણ કરતાં કરતા હાલ ટુંકખર્ચમાં કેમ નિર્વાહ ચાલે તે વિચાર કરવા માંડયો નિર્ણય કર્યો કે પહેલાં આ રસોયાને છુટો કરવો અને તેનું બધું કામ પોતાની સ્ત્રીને આપવું તેણે તેજ ક્ષણે રસોયાને બોલાવ્યો અને વાતચીત કરી નાણાં છુકતે કરી રજા આપી રસોયો ચાલ્યો ગયો ઉદેલસીગ જઇને નાહી આવ્યો. પાઠ પુજામાં લીન થયો. પત્નિને કહ્યુ ઘરમા જે હોય તે રાંધી મુકો હાલ બજારની જરૂર નથી સ્ત્રી, ક્રોધમાં આવી બોલી "નોકરી ન હોય તેમા હુ શું કરૂં ન પોષી શકવાની શક્તિ હતી તો પરણવું ન હતું" **ઉદેલસીંગે** શાંતીમાં જવાબ આપ્યો. વ્હાલી થોડા વખતમાં જેવા હતાં તેવા થશું **માયાને છાયા** આવ્યાં કરે છે. **લક્ષ્મીના શા ભરોસા?**

ઘરમા કલેશ કજીઆનું મંડાણ થયું અને દુઃખે સુખે દહાડા હાલ નિર્ગમન કરવા માંડયો **"મરેલ ભેંસના મોટા ડોળા"** એ અનુસાર જ્યારે તેણે માબાપને તજી દીધા ત્યારે હવે તેને મા બાપ યાદ આવ્યાં પણ **"મીયાં ભાઇની ટાંગ ઉંચીને ઉંચી"** એ સુત્રાનુસાર પાછા જવાય કેમ? મારી મંગાય કે તેમની જોડે વહેવાર કે બોલ ચાલ રખાય કેમ? જઇએ તો ગરજાઉ થઇએ એવું તે વળી કોણ કરે! મા બાપ સાથે સલાહ સંપ કરવામાં જગત હાંસી કરે વળી તેની નજરે મેણાંમાં જવાય એમ તે સમજતો હતો. વાહ! **યુગ તારી બલિહારી! રાજા રાવણનો પણ રામચંદ્રજીએ અભિમાન ઉતાર્યું હતું તો મનુષ્ય માત્ર તો શું?** છતાં શું તારી કૃતિ!

આમ તેમ થતાં તપાસ કરતાં આજ ચોથો દિવસ પસાર થતો હતો. **ઉદેલસીંગ એક પુસ્તકાલય અને વાંચનાલયમાં વર્તમાન**

**પત્ર** વાંચતો હતો જાહેર ખબરો પર પુરતું લક્ષ અને પહોંચી વળવાની કાળજી રાખતો હતો ત્યાં એક ખબર મળી આવી તેણે વાંચ્યું કે:—

**"જોઇએ છે."**

એક ભાગીદાર માણસ જે રૂા ૧૦૦૦) ચાલુ દુકાનમાં રોકી શકે રીતસર નફો થએથી અર્ધો ભાગ મળશે

તે ઘેર ગયો તે વિચાર કરવા માંડયો અને પોતાને જાતે જઇ મળવું એ ઉદેશ પર આવ્યો પોતાની સ્ત્રીનાં દાગીનાં વેચી તે રૂપીઆ ભરવા શકિતમાન છે કે નહિ તે સારૂ એક શરાફને પોતાને ઘેર તેડી આવી તેની કિંમત અંકાવી શરાફે તેની કિંમત રૂા. ૧૫૦૦) ની કહી થોડાં ઘરણાં રાખી બાકીનાં શરાફને રૂા ૧૦૦૦) ની કિંમતના આપ્યાં સ્ત્રીને તેમાં સુધારો કરાવવાનો છે એમ દિલાસો આપ્યો પોતે તે શરાફની દુકાને જઇ રૂપીઆ ગણી લઇ ભાગીદારની માગણી કરનારને મળ્યો. ભાગીદારીના ઠરાવ માન્ય કરી રૂા. ૧૦૦૦) આપી પહોંચ વગેરે લીધાં શરૂઆતમાં નાના નાના સટ્ટા તથા રેજકી વેપારમાં સારો નફો થયો **ઉકેલસીંગ** પાછા સુખના દહાડા જોવા લાગ્યો. લક્ષ્મી દેવીએ તેનાં ઘરમાં વાસો કર્યો આસ્તે આસ્તે નોકર ચાકર ઘરમાં રાખ્યા **"લક્ષ્મી આવે ત્યારે પાછળથી અને જાય ત્યારે આગળથી લાત મારે"** એ મુજબ હાલ **ઉકેલસીંગ** મદોન્મત થઇ ફરતો હતો ધનબાઇ હાંજી હાં કરાવે તથા પ્રશંશા પાત્ર બનાવે. **"ઈસા પીર મુસા પીર સબસે બડા પીર પઇસા"** તે મુજબ પઇસા પીરના તે હાલ સેવક થઇ ચુકયા હતા ધણીની બીક, શરમ કે લોભથી લોકમાં તેની પ્રશંસા વગર મુશ્કેલીથી વધવા માંડી અને ભાઇ ઉકેલસીંગ શેઠ કહેવાણા!

અહા! જે નામ પરથી લોક હસતા જેની ગણના નામ તુલ્ય કરતા. જેને નાલાયક (મા બાપને તજી દેવાથી) ગણી તુચ્છકારી કાઢતા તેને હાલ શેઠ શેઠ, ભાઇ બાપા, અને કાકા કરી માન આપવા માંડયા. પ્રભો! પ્રભો! શું તારી લીલા! તારા આ અખયલ કામથી તારી લીલાને ઉપમા પણ નથી અપાતી.

ધીમે ધીમે ઉકેલસીંગ શેઠ ધનવાન થતાં ગયા સાથે તેના મિત્રો પણ વધતા ગેયા. **લક્ષ્મીના** મોહ અને તેના તેજમાં તે અંજાઇ અંધ થયો વધુ અહંકારી બન્યો સાચું ખોટું કે સારૂં ખરાબ અર્થાત લાયક નાલાયક પારખવા બુદ્ધિ ચલાવતો બંધ થયો. ખરાબ દોસ્તો જોડે દોસ્તી થતાં કુટેવ શીખ્યો. બબ્બે ચચ્ચાર દહાડાં ઘેર ન જતો વિષયના કામમાં લુટાયો જુગારના કામનો ભાઈબંધ થયો લોફર પાર્ટિમાં જોડાવાથી કુટેવ મોજશોખમાં ડુબ્યો. **"વિનાશ કાળે વિપરિત" બુદ્ધિ"** તે જેમ ઉદેલ દિવસનો થયો તેમ તેની પત્નિ પણ સુધરી તેનાથી પતિવ્રતા ન ઝીલાયું. તે ધીરજવાન ન બની તે આમ તેમ ભાટકવા જતી અને સુયોગ શોધી ઘરમાં પણ કુટસ્થ કામ મચાવતી. જગત ખાનગીમાં હાસી કરવા માંડયું માબાપોને ખબર પડી યોગ્ય અવકાશમાં તેને મળી સમજાવતાં પણ તેમને તે ધિક્કારી કાઢતો.

**"લક્ષ્મીમાં અંધ થનાર દુષ્ટ જનોનો મિત્ર થનાર**
**કુકર્મોથી પાપ લઇને નાશ પોતાનો તે કરનાર**
**દુરાચારાથી નીચ થયાને દુષ્ટ દોસ્તીનાં બેહાલ**
**અશાંતિને અહંકારનાં એ સુણજો સૌ હાલ"**

આ **લક્ષ્મીના** તેજમાં અંજાએલા અંધ અહંકારી વીર વેપારીએ દુષ્ટ કામો વધાર્યા તેની પત્નિ પણ પોતાની માઝા મુકી છુપા વખતનો લાભ લેતી પોતાનું પતિવ્રત ગૂમ થાય તેની તેને પરવાર ન હતી આ બધા અવગુણુની તેના નાના સરખા ઊગી નીકળતી ઉંમરના બાળક પર અસર થઇ આ પ્રમાણે ઉકેલસીંગ, તેની પત્નિ અને પુત્ર દહાડા પસાર કરી રહેલ છે જગત ગરજમાં ઘેલું વખત પર વાહ વાહ જરૂરે ધન્ય ધન્ય ગરજે કાકા કાકા કામ સરે ફલાણો સારો પણ કામ વણસે તો વિચિત્ર ભારત વંચાય તેવું વતણ વધી રહયું હતું. **"સુખીઆનું સહુ કોઈ છે પ્રભુ દુઃખ આનુ નથી કોઇ"** એ મુજબ સર કોઇ તેને બોલાવવા માંડયા મિત્ર ટોળી ધી એક બીજામા ઠીક આવજા અને ડોળ ડંભ થા ઉકેલ સીંગ આ હીલવાલમાં તેને અતિ ઉત્

મની પદવી પર ચડેલો સમજતો હતો તેને નઠારી મંડળીમાં જઈ રંગ રાગ એશારામ અને પાપી કામો કરવાની મે જ લાગી તેમા તેને ચસકો લાગ્યો. ધનથી લોભાઇ સર્વ હા હા ભણી દગલબાજીથી તે થએલા નવા ગ્રાહકને છેતરી ગજવા ગરમ કરતા મામ પાર પડી આનંદ માનતા દુષ્ટ! દુષ્ટ! આવા કળિકાળના પંજામા સપડાઇ આ કમ કરવી તારી સિદ્ધિ સિદ્ધ ક્યા પ્રકારે થશે? તારા આત્માને શાન્તિ ક્યાથી મળશે? મરણ પછી તારા આત્માની શાન્તિ માટે કોણ પ્રાર્થના મંગળ ગાશે? આ ક્ષણભંગુર જગતમાં તું આ પ્રપંચી સુખ તે ખરૂં સુખ કહેવાય, પણ ખેર! જગતના નાણાના સુખ રૂપીનો લ્હાવો તો કદાચ તમારા માટેજ લખાએલ હશે કારણ કે કોઇ ભક્ત કવિરાજ પણ કળિકાળને ધિક્કારતા પ્રભુને અદલ ઇન્સાફ માટેજ કોઈ યોગ્ય કારણથી ભજતા કહે છે કે:—

**ઓધવજી પ્રારબ્ધકી ગતિ ન્યારી**
**દેખો બાત હૃદય મેં વિચારી —ઓધવજી**

ઉપરના તુકમાં લખેલું છે જેનો અર્થ એ ઉતરે છે કે હરિજન ભક્તોને દુ:ખ દાતારો જે છે તે નિધન અને સતિઓ વસ્ત્રાહીન તથા વેશ્યાઓ વગેરે અસત્યવાન તે સુખી!

**વેશ્યા કું કાન કુંડલ હે**
**શીલ સતીકું ન સાડી —ઓધવજી**

ઘરમાં ફક્કડ ઇલેકટ્રીકટ લાઇટ આપી રહી છે. સામે ખાટલો પડેલ છે જે પર સુંદર બીછાના, ગુથેલ જણશો, અને ઉત્તમ વસ્ત્રો બિછાવેલ છે તે ઉપર તુચ્છ કામની પાપી સ્ત્રી બેઠેલી છે પાછળમાં એક ગોળ ટેબલપર હાથથી ગુંથેલ રૂમાલ બિછાવેલ છે જેની મધ્યે નાની બત્તી પડી હતી એક બાજુપર ચાર ખાનાવાળું ચોકઠું (કાગળ રાખી સાચવી રાખવાનું) પડ્યું હતું થોડા કાગળ કલમ શાહી વગેરે હતાં એક બાજુ પર એક બંધ પડેલ પેટી હતી વચમાં ચટાઇ બિછાવેલ હતી તે પર અમુક શખ્સ દુષ્ટ કામો, તે જુગાર, વિષય વગેરે એવી પાપમાં ફસાતા હતા શરાબ ઉડાવી રહયા હતા. આ ટોળી દારૂમાં મસ્ત બની સવારના ૯ વાગે

શહેરમાં નીકળી, પાણીમાં ડુબની આગબોટ, મછવા કે વહાણ જેમ ડોલવા માંડયા ઘડી ઘડી પડવા માંડયા શેરીના છોકરાઓ હો હો કરવા લાગ્યા પત્થરા મારવા લાગ્યા અને તોફાન મચાવવા લાગ્યા આ સર્વ લોકાએ જોયું ઉઠેલસીંગને જોયો આ દશા તેની જોઈ મશ્કરી કરી વળી જેટલાને ખબર ન હતી જેટલાને વિશ્વાસ ન હતો તે ખબર ખાત્રી મળ્યાં આથી **ઉઠેલસીંગની** આબરૂ ઘટ થઇ.

થોડામાં મઝા ન આવે બધુ મળે તો ઠીક એવી અભિલાષા ધરાવનાર એક યોધ્ધો નિવડ્યો આજ આનંદ વિલાસ ભોગવવા જનારા છે માટે વખતનો લાભ લઇ હંમેશની જીંદગીનું દળદર ટાળવું એ ઇચ્છા રાખી સૈ ધીરે તેમાં ભાગ ન લીધો જ્યારે બત્રાં બગબર મસ્ત અને ગાના વગેરેમાં લીન થયા ત્યારે તે આવ્યો એક દ્રવ્યવાન આગળ બેસી યુક્તિથી કુશળતાથી નમ્રતા અને મિજાજથી હાસ્ય વિનોદ વાતો કરી તેના પાસેથી ૫૦૦૦૦) રૂપીઆના દ્રવ્યની પહોંચ (રૂપીઆની ચીઠી) ફાંકડી રીતે લખાવી લીધી વાહ હવે પરવા નથી જમો ખપે તેમ થાઓ એમ મનમાં કહી પોતે ગુમ થયો હતો ત્યાર પછી ઉપરોક્ત ગમ્મત પ્રગટ થઇ ચોટામાં દોડધામ અને હો હો થઇ રહયો આડી તડીના લોકો જોવા આવ્યા અને છેવટે પોલીસે આવી તે બધાને પકડી લીધા અને ફોજદારીમાં લઇ ક્યાંક પુરી દીધા

સવારના સુરજ ઊગ્યા પછી માણસો છોકરા વગેરે ઊઠયાં ધંધે વળગ્યા આજ રોજ એક માણસના હૃદયમાં આનંદ માતો પણ ન હતો. તે ખાઈ પી વકીલ પાસે જઇ કે બીજી યોગ્ય વ્યવસ્થા કરી એક લખેલો કાગળ બતાવ્યો જે સ્ટાપ પર લખેલ હતો જેને **"ડીમાન્ડ નોટ"** કહેતા હતા. તે માણસ અમુક કોઇ માણસ પર દાવો ધરાવતો હતો. આ **"ડીમાન્ડ નોટમાં"** નીચે મુજબ લખ્યું હતું

I promise to pay the sum of Rupees 50000/- **in** words fifty thousands Rupees only to the bearer **at any time and day on his demand for I have**

**taken the same sum (cash) from him on 9 th March, 1914. Uthelsigh.**

**અર્થ**—હું આ પત્ર લઇ આવનાર ધણીને તેના હુકમથી રૂપીઆ ૫૦૦૦૦) અંકે પચાસ હજાર રૂપીઆ આપવા વચન આપી બંધાઉં છું. કારણ કે મેં તેની પાસેથી તે રકમ તા. ૯ માર્ચ, ૧૯૧૪માં નગદ (રોકડી) લીધેલી છે. **ઉઠેલસીંગ.**

દાવો ધરાવનાર વાંધો લેતો હતો કે મારે આ રકમ જે મેં એક વરસ પહેલાં આપી હતી તેની જરૂર ગયા શનિવારના પડતાં મે તેની પાસેથી માંગણી કરી પણ તેણે તેની ના પાડી આનું અપમાન કર્યું છે. રવિવારના બધું બંધહોઇ કશું થઇ શકયું નહિ જેથી સોમવારના દાવો ઉઠાવવો પડયો છે અને હાલ તે અમુક ઠેકાણે છે.

સરકારના જાસુસોએ પાછળ પડી પકડયો. તેની સાક્ષીઓ વગેરેની પુછપરછ ચાલી તેની પણ જુબાની લીધી સામા ધણીની જેણે આક્ષેપ નાખ્યો હતો તેની જુબાની વગેરે કસમ નામા પર લીધી એમ કેસ ચાલતાં તારીખો પાડવા માંડી **ઉઠેલસીંગ** હાલ કંઇક બીકને મારે ઠેકાણે પડયો. ઘર દુકાન અને બચતનો વખત પક્ષ વધારાવાના કામમાં રહયો. **"સોનેરી ટોળી"** ના મિત્રની દોસ્તી હાલ તુરત તજી ન હતી. પણ માત્ર આવજા ઘટ કરી હતી વધુ ભાગે તેના લોકો **ઉઠેલસીંગના** ઘેર જતા હતા.

**"ટળી ટેવ તો ટળે કેમ ટાળી"** એ પ્રમાણે **ઉઠેલસીંગની** વહુ હતી જે છતે ધણીએ તેના બગડેલા અને ગેરહાજરીના વખતનો લાભ ધારવા મુજબનો લીધો. અને અસ્થિરતાને આમંત્રણ કરી પતિવ્રત તોડયું ઘણાને ઘેર અવકાશ મેળવી જતી, ઘણા તેમને ઘેર આવતા અને પાપના ફંદામાં પડી ખોટા ને નિંદક નુકસાન કારક લ્હાવો લેતા જેમાં તેઓ આનંદ સમજતા આ સર્વ બિનાની ટકોર આપણે પ્રથમ વાંચી ગયા અતિશયોકતી કરતાં ટુંક ઈશારત તે સારૂં તે કાયદાને અહીં સ્થાન આપવામાં આવે છે.

ધણીની આદત કંઇ ઠેકાણે પડી ડરને લીધે તે પછી કોઇના ઘેર જઇ શકાશું નહિ. આવનારને હાલ તુરત બંધ કરવા ભલામણ કરી પોતાનો બચાવ કર્યો. જેના ઘેર જાતે જતી તેમણે બે દહાડા રાહ જોઇ પણ ન આવવાનું કારણ ન જણાયાથી એક પછી એક ખબર કાઢવા જવા લાગ્યા.

સુરજ બપોરના માથા પર આવી રહયો હતો. તાપ બહુ પડતો હતો જંગલમાંથી ગાયો પાછી આવતી હતી નિશાળના વિદ્યાર્થીઓને જમવાની કલાકેકની છુટ્ટી મળતાં રસ્તાને જાગૃત કર્યો કારીગરો ધારણાના કામે વળગ્યા હતા. પક્ષીઓ ઊડ ઊડ તથા કોઇ ઝાડ પર બેસી આરામને કલોલ કરી રહયાં હતાં નિરૂદ્યમી લોકો બાગમાં જઇ સુઇ વખત કાઢી રહયા હતા, વગેરે બપોરનું કામ હાથ લેવાઇ રહયું હતું આ પ્રસગં પર ઘરની ચાલીમાં મુગટો પહેરી એક ભકત જનની જેમ સામે પાટલા પર ખાણું રાખી એક ઉદાસ ચહેરાવાળો શખ્સ જમી રહયો. તે સાક્ષીની મદદથી તુરંગ ખાનાથી હાલ છુટયો હતો, સામે ગોખણીઆમાં એક બાઇ તેના અંદરની બારીમાંથી આમ તેમ નજર ફેંકી રહી હતી એટલીવારમાં ખાણું ખાનારે "ભાત દાળ આપજો" એમ અવાજ કર્યો તુરત તે બાઇએ તેને તે આપ્યાં આપતા પ્રસગે તેણે કોઇને દાદરા પર ચઢતા માણસના પગરખાનો અવાજ સાંભળ્યો તરતજ તે બાઇ દોડી જઇ જુએ છે તો પોતાનો સંગાતી છે પણ હાલ બોલી શકવાની બારી નથી એમ સમજી ઇસારત કરી ના પાડી પછી સહુ સાંભળે તેમ બોલી "જાઓ જાઓ આ કોના ઘેર આવો છો અહીં કોઇ ભીક્ષા કે કંઇ આપનાર નથી માટે જાઓ તો કામ સરે" આ સાંભળતાં ખાનારે કહયું કોણ છે સતિ? કોઇ નહિ સતિએ જવાબ વાળ્યો. વાહ! સતિ વાહ!! શું અજબ કૃતિ જેવા પતિ તેવી સતિ "**તેરી મેરી જોડી બની મજેદાર**" એવુંજ અહીં થયું ખાનાર શખ્સે પુરી માંગી સતિએ જઇ પુરી કાઢી દેવા જાય છે ત્યાં કોઇ ગુપચુપ એક છુપા ચોરની જેમ ઉપર ચઢી આવ્યો અને વહાલી! સુંદરી! પ્યારી! ક્યાં છો? ક્યારે આવીશ? એમ બોલતો અને જોતો

જોતો તેઓ હતાં ત્યાં તે જઇ ચડયો.

જમનાર તે **ઉદેલસીંગ** હતો અને સતિ તે તેની વહુ હતી પેલો માણસ તે તેની વહુ પાસે આવ્યો હતો આ જોઇ **ઉદેલસીંગની** આંખ ક્રોધે લાલચોળ થઇ ગઇ પેલો માણસ પણ શરમાઇ ગયો. ફીકો પડી ગયો મોઢું કાળું થયું શું થશે જેના વિચારમાં ડુબી ગયો. **ઉદેલસીંગ** જરી વાર તેની સામેજ એક નજરથી જોઇ રહયો પછી પત્નિ તરફ જોયું તેણે મોઢું નીચું નમાવી દીધું હતું સહજ ઘુમટો તાણી ત્રાંસી આંખો અને વાંકી આંગળીથી લાજ કાઢી હતી ભકત જનના શબ્દો, જ્ઞાનવાનના બોધ મુજબ તેણે સતિને કહયું "જગ્યા હોયતો ડુબી મરવું બહેતર છે જમીન ફાટે તેમાં સમાઇ જવું એ ઠીક છે આ જીવન, શ્વાસો શ્વાસ જીંદગી ગુજરવી હવે વ્યાજબી નથી સતિ! સતિ! આશું? કોની પાસે? શા કામે? 'અને કયા સગાન?' આ કઇ રીતની ઓળખાણથી આ માણસ આવે છે? તે જાતે અને સ્વભાવે વગેરે વગેરેમાં કેવો છે?" જવાબ ન મળ્યો **ઉદેલસીંગે** મોઢું ફેરવી ગુસ્સામાં કહયું "જાઓ બીજીવાર આ ઘરનો દરવાજો ન જોતા" પેલા માણસે રસ્તો માપ્યો. પગથીઆં ઉતરતાં ભડકો માડયું ઉદેલસીંગ સહજ ખામજયું સમજયો પણ કંઇ બોલ્યો નહિ સહન કરી બેસી ગયો.

**પાપના ઘડા ઝટ ફુટે પાપ કદી છુપાવી રાખી શકાય નહિ** તેની સ્ત્રીએ ઉદેલના વિષે પણ સાંભળ્યું હતું તેથી તેના ઇતિહાસ જાણતી હતી પણ બોલાય કેમ?

રાતના વાળુ કરી કામ કાજથી પરવારી રહયાં હતાં ગગનમાં ચંદ્રમાં ઝાંખું તેજ આપી રહેલ હતા ચાલીમાં બાળકો રમત ગમત ગીત, વાર્તા વગેરેથી આનંદ ઉજવી રહયાં હતાં એક ઘરમાં પતિ પત્નિ બેઠાં બેઠાં વાતો અને વિચાર કરી રહયા હતા ઘરમાં દીવો ઝગમગ ઝગમગ પ્રકાશ દઇ રહયો હતો અને જયારે લીન થયા તેવામાં અણધારી રીતે પુછયા આછયા સિવાય રમઝમ, છમછમ કરતી જુવાન અને પરંકામની સ્ત્રી તે ઘરમાં દાખલ થઇ ઠાઠ માઠ પણ આબેહુબ હતો ઘરેણાં પણ ખુબ હતાં

ઉદેલસીંગનુંજ તે ઘર હતું તે વિચારમાં પડયો અને ચમકયો ઘાટ જોઇ સ્ત્રીને ઇશારત કરી સંતાઇ ગયો. તે બાઇ ધીમે ધીમે આમ તેમ જોતી જોતી આગળ ચાલતી હતી ત્યાં તેની (ઉદેલસીંગની) પત્નિ સામે મળી કેમ કોની પાસે શા માટે આવ્યા છો? આપ કોણ છો? જે પુછી પત્યુત્તર આપ્યો કે તે તો ગઇ કાલથી હજી આવ્યા નથી આ સાંભળી તે ચાલી ગઈ.

**વાંચક વૃંદ! પાપનો ઘડો ફુટયો.** આતે પેલી **વેશ્યા** જે સંબંધી સહજવાર પહેલાં જાણ્યું ઉદેલસીગની વહુએ કહ્યું **કેમ!** તમે તે કેવા ભલા માણસ જોયું? ઉદેલસીંગના મોઢા પરનું તેજ **ઉડી** ગયું કેવી ખુબી?

ઉદેલસીંગનો કોરટમાં જે કેસ ચાલતો હતો તેનો ચુકાદો એ થયો કે ચાર માસમાં બધું કરજ ચુકાવી દેવું માત્ર જે પેલા રૂા ૫૦૦૦૦ તે ન ચુકવા ફરિયાદી જાતે ગુન્હેગાર ઠરતા ૬ માસની સખત કેદની સજા થઈ.

ઉદેલસીગે આ પછી બદફેલી મુકી દીધી સારા કામમાં જોડાયો તે એક **સત્ય પ્રકાશ વર્ધક મંડળ** માં મેમ્બર થયો ધનની તેજી સમજી મોટાઇની આકાક્ષા રાખી પ્રમુખ થવા ધારણા રાખતો હતો પણ કામમાં લાયક ન હતો લોકો કોઇ દુશ્મન હતા જે પણ આમાં હતા. દુશ્મનાવટથી ચુંટણીના વખતે તેને પાડી નાખવા ઉપરા ઉપરી નાણાંની માગણી કરી ઝગડા વધુ થયા આ સમય દરમ્યાન તેની ચુંટણી થઇ ગઇ હાય! મારા **સ્વામી** જીવન રક્ષક હાય! તું ક્યારે કૃપા કરીશ? આ દુ:ખમાથી મુકત થવાના વખતને કેટલી વાર છે? પ્રભુ! પ્રભુ! હવે ઝટ છોડાવો! ધમાધમી વધતી જતી હતી જેમ તેમ કરી નાણાં ભેગા કરવાનો રસ્તો શોધ્યો થોડા તુટતા નાણાં ઘરમાંથી સ્ત્રીને આપવા કહ્યું સ્ત્રીએ સાફ ના પાડી. હવે શું કરવું? વિચાર! ....આપઘાત, સૌથી ઉત્તમ ઝેરી પદાર્થ ખરીદી રેલવેમાં બેસી બહાર ગામ પહોંચી ગયો. છાપાવાળાને, સગાં સ્નેહીને માગનારાને વગેરેને પત્રો સરખી દ્રષ્ટીમાં લખી કાઢયા જે નીચે મુજબ.

અમદાવાદ.
તા. ૫–૧૦–૧૯૧૫.

મારા સમજુ ઓળખનાર વાંચક વૃંદ જોગ,

"પ્રભુ પલમાં ચ્હાય સો કરે" એ મુજબ મારૂં પળવારમાં આવી બન્યું કુદરતે ગરીબી અને ગૃહસ્થાઇ બન્ને બતાવ્યાં સત્કર્મ કરતાં બેવુદ્ધિણીના સબબે કુકર્મમાં વધુ ભાગ આપ્યો. ખરેખર જો કે મેં મારૂં જીવન બગાડયું પણ આપ જે મારી કહાણી કોપ્રબી પ્રકારે જોતાં સમજી ને ચેતી લેશો. ખાસ કરી નીચેની બાબતો ને વધુ ઉત્તેજન દેશોજી.

૧ વડીલ સેવા, પુજયો તરફ પુજય ભાવ અને તેની સેવા અને આજ્ઞા કરવી–પાળવી.

૨ સ્ત્રીને જીવતાં સુધીમાં કાબુમાં રાખી પતિવૃત પાળવા ફરજ પાડવી મૃત્યુ વખતે યોગ્ય શિખામણ અને વ્યસ્થા કરવી.

૩ કુકૃત્ય એટલે જુગાર, વિષય, વ્યભિચાર, નીસો, અને કપટ વગેરેથી દૂર રહી નિતિના રસ્તે ચાલી પ્રભુ ભજનમાં વખત ગાળવો સર્વ શકિતમાન જગ્ત પિતા આપણી લાયકાત મુજબનું જે જોઈતું હશે તે જાતે દેશ માટે વધુ મારે બદ દાનત અને ખોટી લાલચ ન રાખવી.

૪ સાધુ જનોના વ્યાખ્યાનના ખરા હેતુ પર મંડાણ રાખવું. ગૌ સેવા, રંક સેવા, વિદ્યા તથા વસ્ત્ર દાન કરવામાં ખરૂં સુખ સમજવું અને તેજ નાણાંનો પુરેપુરો ખરો ઉપયોગ થયો જાણવો.

૫ સેવા અને સત્ય મુદ્રાલેખ રાખવો.

હું આજ અહીં આવી ગયો છુ જે આ કંટાળી ગયેલ દેહને તેના આત્માથી મુકત કરવા રવાનો થએલ છું. મારા ગૃહમાં ખરી ભકિત ન રહી. હું જાતે ખોટા રસ્તે દોરાણો હું મારે હાથેથી પાપનો ભાગીદાર

થયો દુ:ખી થયો આજ આ સંસાર ત્યાગ કરતાં દુ:ખમાંથી ઉગરી નીકળવા આપઘાત કરી ચુકું છું. **વાંચક!** જરૂર આવી દશા કરવી તે આકરૂં છે

**"ઝાઝુ ખરચ થોડો વખત થોડુ ખરચ બહુવાર રોવડાવે"**

તેમ હું પણ આપઘાત કરી આઝાદ બનું છું પણ આ બિનાથી વાકેફ થઈ જરૂર જીંદગીમાં શિખામણ રૂપ કરજે તો પણ હું ધર્મનો ભાગીદાર થયો ગણાઇશ મારા આત્માને તેથી જરૂર શાંતી મળશે એજ અસ્તુ. **શ્રીરામ.**

લી. આપનો,

**ઉઠેલસીંગ.**

ઉઠેલસીંગ લખી મરી ગયો ખબરો જ્યાં મોકલી તે પ્રગટ થઇ ઠેર ઠેર તે વંચાણી હાહા કાર થઈ રહયો જે ચેત્યા તે સુખી થયો. વાંચક! તું આપરથી શું ધારે છે?



**સમાપ્ત.**

# શબ્દોદય.

———:૦:———

"શેતાની ચરખો" એ લઘુ પુસ્તકની વાર્તા સંપુર્ણ કરી "શબ્દોદય" વિષય પર સહજ વિચારો જણાવવાનો અવકાશ પ્રાપ્ત થયો જોતાં ખરેખર અનહદ હર્ષ ઉત્પન્ન થાય છે. બાળ વયમાં-બચ-પણમાં-વિદ્યાર્થી જીવનની કુમળી સ્થિતિમાં-પ્રાણીપર દયા મશ્કરી-ચોરી અન્ય વિષયોના પાઠો, ભણતર વધું ભણતાં જુદા જુદા દેશ પ્રદેશના ફક્ત ઇતિહાસો નહિ પણ તે ઉપરાંત વિધવિધ તરેહની વાતો-વાર્તાઓ તથા થોડા કદાચ નોવેલાદિના રહસ્યોનુ વાંચન ગ્રહણ કરી જરા વાર આંતરિક ઇચ્છા ખુશ ઘણાએ કરી હશે બલ્કે તેના સારાંશ પર બોધ લઇ વર્તનગાદી પર બિરાજવાન થવા કદાપિ ખામી રાખી હશે

"એકના આધારે બીજો અને બીજાના આધારે પહેલો લાભ પ્રાપ્ત કરે" એ સુત્રાનુસાર મગજે મગજે વિચાર જુદા રસ્તા પ્રયોજનો જુદા તેમ કોઇ સેવા અર્થે; નિર્વાહ ખાતર, કે કોઇ બીજા હેતુ અર્થે ઘણા સાહિત્યો-સાધનો પ્રકાશમાં આવી ગયેલ. પરંતુ એકંદરે તે તરફ દ્રષ્ટિ ગોચર કરતાં ખુલ્લી રીતે અવાજ ન થયો હોઇ એ રિવાજની પહેલ કરી નમુનો બનાવવાર્થે અલ્પબુદ્ધિના ઉપયોગ દ્વારા પ્રયોગ કરેલ છે. ખાત્રી કરવાની શોધ ખડી કરી છે તો જન સમાજ પોતાનો સ્વતંત્ર મત અમારી જેમ ઉમેરામાં આપ્યા વગર નહિ ચુકે એ આશા છે.

**નાગરિક રત્નો,**

આપે અનેક ગ્રંથોનું વાંચન કદાચ કરેલ હશે. અનેક કરૂણા જનક (દાયક) બનાવો સાક્ષાત—પ્રત્યક્ષ નજરે તરતા જોયા હશે. બલ્કે તે માટે "સ્વાર્થમય જન જગત ઇત્યાદિ" આપે તેમાંનું કેટલે દરજ્જે એ પવિત્ર અમરાંજલિ-અમૃત પીધું! હરહંમેશાં બોલી બતાવ્યા કરતાં

કરી બતાવ્યાની કિંમત ખરી અંકાય છે. જેવી રીતે માથા કરતાં નાકની કિંમત વધુ કહેવાય છે એ રામ એ રામાયણ એ પવિત્ર સત્તાની લીલા તેનાં ચરિત્રો તેની વાણી—ગોત્ર લક્ષ્મણનો ભ્રાતૃભાવ પાંડવોમાં યુધિષ્ઠિરની ક્ષમા અર્જુનના પરાક્રમો, જાતિ અભિમાન શ્રવણ ચેલૈયા જેવાની માતપિતા તરફની પુજ્ય ભક્તિ ધ્રુવ પ્રહ્લાદ તુલ્ય પ્રભુ ભાવના ભરત ગોપીચંદ વગેરેનાં જીવનોપરથી બોધ નરસિંહ મહેતો, મીરાંબાઇ, વગેરેનો ભક્તિરસ ભરેલી પ્રેમ, નળરાજા, હરિશ્ચંદ્રની દ્રઢતા સત્યતા ધીરજ વગેરે ચાલુ સમયમા થોડા વરસો પર થઇ ચુકેલ કૈસરે હિંદ—દાદાભાઇ નવરોજજી, સ્વગસ્થ લોકમાન્ય તીલક જુના ઇતિહાસોમાં રાજા શિવાજી, અકબર, પ્રતાપ, ભામાશા, પન્ના ગુરૂપદ ધારણ કરી વિદ્યારસ-અમૃત ભેટાર્પણ કર્તા—વસિષ્ઠ સાદિપની દુર્વાસા કે ગુરૂ નાનક જેવા ઋષિઓ—ને દરેકનાં વચનો—શિખામણો કૃષ્ણ લીલા મહાભારતમાં પાંડવોનો જય. કૈરવોને લય. રામાયણમા જોતાં રામો વિજય રાવણનો પ્રલય અન્ય પુજ્ય કે લાભ રૂપ પુસ્તકોનું મનન કરી ઘણું ઘણું કર્યું તેઓ પણ આપણને મળતા મનુષ્ય સ્વરૂપ હતા એજ કરણ આપણા સમાન હતો જેણે સોનાનાં દાન ઉદાર વૃત્તિથી કર્યા હતા. મોક્ષ પદને વર્યો, તેવાં અનેક ઉદાહરણો નજરે તરે છે સમજાય છે સંભળાય છે સત્તા છે સર્વસ્વ શક્તિ અને આધુનિક સ્થિતિ અનુસાર છે તો આપ તે પ્રમાણમાં શું કરી ચુકયા છો? અને શું કરશો? એ વિષે કદી કંઇ પણ ખ્યાલ આવેલ છે ખરા કે?

આ સંસાર માત્ર ધર્મશાળા રૂપ છે આપણે સઘળા મુસાફર તુલ્ય છીએ. "બ્હોત ગઇ થોડી રહી" એ અનુસાર છે તો "મારૂં મારૂં કરી સર્વ ખોશો" એ કહેવત જેમ મારૂં તારૂં અનુપમ કરી ખરૂં ભુલતાં ના આ ખેતર સમાન દુનિયામાં મારૂં મારૂં કરી માત્ર સ્વાર્થનાં બીજ કે આ "શેતાની ચરખા" માં જણાવેલ ઉઠેલસીંગ જેવા જણાતા ઉધ્ધત માર્ગ ન શોધવા તેના બીજ ન વાવવા પરંતુ પરભલાઇમાં પોતાને ભુલી જાઓ" આ સૃષ્ટિમાં માનવાવતાર અત્યુત્તમ અનુપમ કહેવાય છે. તેનો ખરો લ્હાવો લેવો એ પણ અન્ય કોઇના હસ્તકે નહિ પણ એ અમુલ્ય

હીરાના માલેક સંપૂર્ણ પ્રકારે આપજ છો. એ સત્રવિજય તકની લગામ એ સત્કારામંત્રણનો દોરો એથી પરમપદનો દરવાજો પરમ કૃપાળુ પરમાત્માએ આ આપેલ કરમાં—શક્તિમાં—મુકેલ છે પશુ વગેરે જેમ એ બાબતમાં આપણને મોથાજ કરેલ નથી તો સ્વપ્ન રૂપ દુનિઆના પાણીના પરપોટા જેટલા સુખમાં લલચાઈ લોભાઇ ભુલી જવુએ આ મનુષ્યાવતારને અમુક લજ્યાપદ તો ખરૂંજ અવશ્ય વળી ખેદ રૂપ કહેવાય. "ગઇ બાજી કદી હાથ ન આવે" એ પ્રમાણે આ અમુલ્ય ઉમદા બાજી મેળવવા માત્ર તનતોડ અથાગ શ્રમ લઇને પણ સમય સ્થિતિ વગેરે અનુસાર પ્રયાસ કરવાથી સર્વસ્વ મળી જશે—ખોટા પ્રંપચ ઇત્યાદિ કરવાનું દળદર ટળશે અને જે વડે અનેક હિતકારોના શ્રમના આશીર્વાદ રૂપ બનશો–બનાવશો.

---

## શાખ્સોદય સ્તુતિ.

### (૧)

કર જોડી વિનવું, વિઠ્ઠલજી કરજોડી વિનવું ...ટેક
પાય લાગી શુદ્ધ અંતેથી
સેવા માર્ગ ઇચ્છું— ...વિઠ્ઠલજી ૧.
સકળ સૃષ્ટિમાં સ્થાપજો પ્યારા
સદ્ શિક્ષણ વિદ્યા— ...વિઠ્ઠલજી ૨.
દેજો સદા દેવા જનતાને આ
શુભ બુદ્ધિ પ્રીછું— ...વિઠ્ઠલજી ૩.
અખિલ જગમાં રગ રગે રેડો
ઉજવળ પાવનતા— ...વિઠ્ઠલજી ૪.
કેસરીઆ સહુ માટે ઇચ્છે છે
એવું રૂડું પ્રભુ પાસ— ...વિઠ્ઠલજી ૫.

## ( ૨ )

સ્મરીએ સહુ સંગાતે આજે પ્રભુના ચરણે રે ઠરવા ટેક.
સદ્‌ભકિત બુદ્ધિ શિક્ષણથી, સદા નેકીને વરવા
શુભ વિદ્યા લેવા માટે, નિત પરોપકારો કરવા. ...સ્મરીએ. ૧
આ ક્ષણ ભંગુર જગત મહીંના પરપોટાને હણવા,
એ ભરત લક્ષ્મણ ભાવનાને, દીલમાંહી ધરવા. ...સ્મરીએ. ૨
ભકિત નરસિંયા રૂપ ને હા, પ્રલા'દ વચની બનવા,
હરિશ્ચંદ્ર રાજન નૂર સત્યથી, વરી પ્રભુને ભજવા. ...સ્મરીએ. ૩
રામ કૃષ્ણ બળદેવ સુદામા, સમ ગુરૂ ભકિત લેવા,
શ્રવણ ચેલૈયા તૂલ પૃથ્વીએ, માત તાતને મળવા. ...સ્મરીએ. ૪
કરણ ભીષ્મ ભીમાર્જુનને, દ્રોણ બળ મેળવવા,
વિશ્વામિત્ર પ્રયાસો કાજે, ભગીરથોત્સા' કરવા. ...સ્મરીએ. ૫
કર્ણ દાન સિંધનવા સેવ, હનુમંત તૂલ ઉત્તમતા,
ભરત ગોપીંદ રૂપે થઇ, પરમ પદે જઇ રહેવા. ...સ્મરીએ. ૬
નિષ્કામો ત્તમતા ગૌ સેવાયે, સહુ પૂર્વજનાહા વ્યાપો,
કેસરીઆ કે' કૃપા કરી પ્રભુ, જગમાં પ્રીતે સ્થાપો. ...સ્મરીએ. ૭

---

સ્થાપજો એ સ્થાપજો, સૃષ્ટિમાં સૌ સ્થાપજો,
એ માર્ગો દયે વરી ફરી, જન રગે વ્યાપજો.
હેતથી એ અમૃત વૃષ્ટિ, પૃથ્વીમાં વસાવજો. ...સ્થાપજો. ૧
સેવા માર્ગ હિતપણુ, સર્વને શીખાવજો,
આપ રૂડું ઠેસવીને, નિજ ખોળે બેસાડજો. ...સ્થાપજો. ૨
સત્ય નિતિ દયા ધર્મ, સ્ફુરણ હદે રેડજો,
કેસરીઆ કહે પ્રભુ હા, ભાગ્યવાન બનાવજો. ...સ્થાપજો. ૩

## અધ્યયન—પ્રાર્થના.

———:૦:———

એ અમારો ગર્વી હિંદતો, નદી નીના તૂલ્ય છે,
જ્યાં થયા હામાંન સુત્રો, એજ એનું અણમૂલ છે; ૧
આદર્શતા આ દેશની જોતાં, સહુ સિદ્ધ થાય છે,
પ્રાચીન પુસ્તકથી એ સરવે, પ્રસિદ્ધતાથી ગવાય છે. ૨
એ હિંદમાં હિંદુ ધરમમાં, રામ રામાયણ છે
કૃષ્ણ લીલા ધર્મ જયતે, "ભારત" મહીં સંભળાય છે: ૩
ભરત લક્ષ્મણ તુલ્ય બંધવ, ભીમ અર્જુન તુલ્ય યોદ્ધા,
પ્રતાપ શિવાજી ધર્મ રક્ષક, એમના અગણિત ઓદ્ધા ૪
નરસિં' પ્રહ્લા'દ સમાન સેવક, ઇશના પ્યારા બન્યા,
શ્રવણ ચેલૈયો એ સરવે, ભકિતથી સ્વર્ગે વર્યા: ૫
ભીષ્મ એક લવ્ય ને કરણ, દાન સેવાથી ઠર્યાં,
ભકત છત્ર વિજય રૂપે, અમૃત પાનને એ મળ્યા. ૬
ઉજવળ બન્યો હિંદ એ વતીને, સર્વના છત્રો થયા,
કીર્તિ અમર લેખ મહીં તે, અગ્રગણ્ય' ભકતો બન્યા; ૭
શકિત આદિથી ખરેખર, તાર નારામાં ભળ્યા,
એજ પિતૃના તનુજો, આજ કઈ દિશામાં ફર્યા? ૮
જાગૃત બનો નિદ્રામહીંથી, સ્હમજીને આગળ વધો,
શિશ ઇશ ચરણે ઝુકાવી, શુદ્ધ રીતેથી વદો; ૯
એ કર્મ છે કર્તવ્ય છે તે, અંતમાં નિરખી ધરો,
રીઝવી રીઝાવી ઇશનેરે. પ્રાકૃત રૂપ લેવા ભજો. ૧૦
ઓ અમર આત્મા ઇશ્વરા હો, આ દાસ ઉદય માર્ગ દો,
તેજ અમૃત અર્પિનેરે, આપના ખોળે લેજો; ૧૧
એ અલ્પ બુદ્ધિની સ્તુતિ હા, ઇશ્વરા સુણી રાખજો,
કેસરીઆ કહે સફળ કરજો, સત્ય શ્રમ સહુનો બધો. ૧૨

# દયાળુ આત્માઓ પ્રત્યે વિનંતી.

શું આપના દિલમાં દયા છે ?
શું આપના દીલમાં ધર્માભીમાન છે ?
શું આપને પોતાના દેશબધુંઓ પ્રત્યે માન છે ?
હા છે !—તો

**°મારી આ નમ્ર પ્રાર્થના આપના હૃદયમાં અંકીત કરી તે મુજબ વર્તવા કોશીષ કરો**

મનુષ્ય માત્ર પ્રત્યે સમભાવ રાખો અને પરઉપકારીક કામોમાં તેમને સહાય કરો,–૩૬ જાતની માંગણ કોમને તમારા સેવા બળથી રોકો,–ધાર્મીક સંસ્થાઓ માટે ધાર્મિક ટ્રસ્ટ મુકરર કરો નહીં તો તે તેઓના હાથથી જતાં રહેશે.–માતૃભાષાના પ્રચાર માટે શહેરે શહેરમાં પાઠશાળા ખોલો –હમેશા તમારા ધર્મ પ્રત્યે શ્રદ્ધા રાખો,–બાળલગ્ન બંધ કરો,–વીધવાઓની આશીષ લીઓ અને તેઓના નિર્વાહ અર્થે સદાચાર આશ્રમ ખોલો,–સાચા ગૌપાલક કહેવાઓ,-તમારા બંદરને દયાળુતાના દિગ-દર્શનથી દયાળુ બનાવો,–તીર્થનોને તમારા ધનથી. તમારો દીવસ કોઇ વખતે એવો આવશે એવો વીચાર કરી તેમને મદદ કરો,–પરમાત્માનો દીલમાં ડર રાખી પાપકર્મથી દુર રહો,–અને

## પબ્લીક ગંગાલંગર ઋષીકેશ રોડ હરિદ્વાર

મા એક ધર્માઉ હોસ્પીટલ અને અન્નક્ષેત્ર ખોલવાના કામમાં તમારા તરફથી તેમજ બીજાઓ તરફથી જલદી મદદ દેવરાવો જેમાં ચારે વર્ણના ગંગાયાત્રાળુઓ અને સાધુઓ કોઇ પણ પ્રકારના પ્રતયવાય શીવાય લાભ લઇ શકેછે.

## જેનું ખાતું પંજાબ નેશનલ બેન્કમાં ખુલ્લું છે

**તેમાં દાન કરવાથી તમારૂં, તમારા ધંધાનું અને તમારા દેશનું ભલુ થશે.**

**નોટઃ—સતિ સત્યવન્તી બહાર પડી ત્યારથી આજ દિવસ સુધી કોઇએ આ બેન્કમાં નાણું ભર્યાં નથી. બડી અફ્સોસની વાતછે કે આવા લક્ષાધિપતીઓના હાથથી એક પાઇ પણ છુટતી નથી. તો હવે કાંઇ પણ રકમ બેંકમાં સદગ્રહસ્થો ભરશે એવી ઉમેદ રાખીએ છીએ.**

# આ પુસ્તક માટે પ્રકાશકના અંતિમ વચનો.

**શહેરી ભાઇઓ,**

હું એક સમાજ સેવક છું. હરિદ્વારમાં આવેલ ગંગા નદિના કાંઠાપર ધર્મશાળા છે જ્યાં મુસાફરોને રાહત મળેછે તે કામ અધુરૂં રહયું છે. જેનુ સમારકામ થાય તેનો સંદેશો ફુંકવા અને મહાયતા ઇચ્છવા, ભિક્ષા માગવા અહીં કરાચીમાં આવ્યોછું મે આજ સુધી મારાથી થતો અનહદ પ્રયત્ન તેના ખરચને લગતી રકમ પુરી પાડવા કર્યો "ઇશ્વર ઇચ્છા પ્રબળ છે" તેથી હજી સુધીમાં હું તેમાં ફતેહ મંદ નથી થયો. મેં ઉલટાની ઘણી ખરાબ કરરાી ભરણીઓ જોઇ. મારો સમય સફળ થાય અને તે સમય દરમ્યાન તેનો સદઉપયોગ લેવા સેવા બજાવવા અર્થે આવી જાતના પુસ્તકો પ્રગટ કરી ચરણમાં ધરી રહયો છું.

ખરેખર આજસુધીમાં મેં એજ જોયું કે "**સુખમાં સોની દુઃખમાં રામ**" એ અનુસાર અન્ય ભાઇઓ મારા કામમાં ખલેલ રૂપ થયાછે, ઇશ્વરે આપેલાં નાણાં વગેરેનો સદ્ઉપયોગ કરવામાં ધર્મ સમાયેલો છે. "**હાથે તે સાથે**" મૃત્યુ પછી ધર્મ શિવાય સાથે આવનાર નથી એની ધર્મ એ એક ઉંચી કોટીની જણુસ રૂપી તક છે ટાપટીપ, નખરાં, અન્ય એવું હોય ત્યાં જનસમુદાય દોરાય છે, લોભાય છે, અને દ્રવ્ય આપેછે પણ લાચાર હું તે કહેવા નથી ઇચ્છતો અને આ નમ્ર વિજ્ઞપ્તીથીજ પ્રાર્થના કરૂંછું કે આપ આપથી બને તેટલી સહાય આપશો તો તે ધાર્મિક કામ થઇ જશે. "**ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાર બંધાય**" એ ખાસ ભુલી ન જતાં ધ્યાનમાં રાખવા જેવું છે. અને એજ માટે "**પંજાબ નેશનલ બેંકમાં** ખાતું ખોલાવ્યું છે તેમાં તમારો હિસ્સો ભરો.

આ સ્વહસ્તકે રહેલા "શેતાની ચરખા"ને પ્રગટ કરવા જોઇતા નાણાંની સહાય મોચી લોકોએજ આપી છે આવા મહાન શહેરની અંદર ગ્રહસ્થને બદલે આવા ગરીબ લોકો આવું અને આટલુ સાહસ ખેડે અને તાલેવંત બેઠા રહે તે કેટલું કહેવાય ? એ આપ જાતેજ વિચાર કરી લેશો.

અંતિમમા એજ કે મનુષ્ય માત્રની ફરજ સદ્દસેવા બજાવવાની છે, દરેકે તેમ કરવું જોઇએ તે માટે આ સાર્વજનિક કામ કરાચી નિવાસીઓ હાથ લઇ લેશે અને જેમ બને તેમ તે તરફ યોગ્ય સહાનુભુતિ દર્શાવી ઝટ કામ માથે ધરી લઇ પ્રભુ પંથનો માર્ગ ઉજવળ કરશે અને યાત્રાળુઓના સુખ પ્રાપ્તીથી મળતાં આશીર્વાદોના ભાગીદાર થયા વગર ચુકશે નહિ એ આશા રાખી વિરમતો.

તા. ક—લજયાસ્પદ અને એક ખેદજનક વાત તો એ છે કે આવા બે લાખ માણસની વસ્તીવાળા મોટા શહેરમાંથી સદરહુ કહેલા પરોપકારી કાર્યાર્થે નાણાં ભેગાં કરવા કઠિન થઇ પડયાં છે જો ચાર ચાર આના માણસ દીઠ મળે તો પણ રૂ. ૫૦૦૦૦) થવા પામે. પણ શ્રીયુત્ જમશેદ મહેતા, એ. એચ. મામા, એદલજી દીનશા, લોકામલ ચેલારામ, ઠાકરશી રાયસી, શીવજી ગણેશ, શીવજી યાદવ, દેધરભાઇ પ્રાગજી, શીવરતનલાલ, રણછોડ ભગત, આસુ હલવાઇ, સ્વર્ગવાશી ચંદુહલવાઇ નો ધર્મપત્ની, એવા અનેક ગ્રહસ્થ રત્નોથી ભરપુર છે જો ધારે તો તેઓ પોતાના જેવા તાલેવંતને ભલામણ કરી આ કામ જરાવારમાં વિના વિલંબે હાથ ધરી શકાય તેમછે પણ અફસોસ છતાં હવે આ વિનંતી હાથ લેવાશે એવી ઉમેદ રાખીએ છીએ.

**નોટઃ**—હે મેરે પ્યારા હિંદુ ભાઇઓ ! સનાતન, સમાજ, હિંદુ સભો, ઓર દુસરી સભાઓંકે મુકાબલેમેં જીસ કદર મનોહર ઓર હિતકારક, કોમી, મુલકી લેખોકી અમૃતવર્ષા કર દીખાઇ હે. કીસી દુસરે મઝબમેં ઇતની શીરતોડ મહેનત કર દીખતા તો કીતના મરતબા પાએગા. અરે હિંદુ ધર્મ, સનાતન ધર્મ તુમકો મેરે નમસ્કાર.

## મુંબઈ ઈલાકાના કરાચી બંદરપર
# મોચીનું કામ વધુ નજરપર આવેછે.

શહેર રત્નોના ઘર તરફ નજર ફેંકતાં તેઓ કોઇ ઉદાર ધર્મવાન નજરે જણાયછે પરંતુ યુગ કળીકાળનો છે નામ તેવા ગુણ હોય, દેખાવ તેવા કામ હોય તો સત્યતાનો ડંકો વાગ્યા વિના રહેત નહિ જો કે સ્ત્રી પુરૂષો ગુજરાતી ભાષામાં ઠીક આગળ વધ્યાછે તે હિંદુ ધર્મની શોભા કિર્તિમાં ઉજવળ કરેછે બલકે અફસોસ એવા "મોટા તે ખોટા" એ મુજબ તે કમાઇનાં નાણાં અસત્ય માર્ગે જાયછે. સત્ય ધારણ કર્તાને વધુ કરી દબાવી દેવામાં પહેલવાની મનાયછે જેનો હાથ પકડવા કોઇ પણ તત્પર નથી થતા. એવા સારા મોટા નામનાઓ ધરાવનારા ભાર રૂપ નીપજનાર કરતાં આ નગરીની મોચી કોમે મારા આ હિતમાર્ગ માં ભાગ લીધો અને પોતાની કમાઇના નાણાંનો વ્યય ન કરતાં ખરો રસ્તો લીધો તે પેલા ગ્રહસ્થો માટે કેટલું શરમ રૂપ છે "સાથ લે આગળ ધપો" જ્યાંથી ચેત્યા તે ઘડીથી જનમ્યા સમજો પણ જીવન ન બગાડો એ આરાધના છે હિતકર્તાપુરમાં અતિ ચાહના અર્પો અને એવા ધાર્મિક સ્થાને પ્રેરો એમાંજ મનુષ્ય દેહનું કલ્યાણ છે.

ભાઈઓ મોચી પેશા, દરજી પેશા, સુનાર પેશા, સદર કરાચીકા પેપર ફંડમેં દાનકા થોડાસા સહારા મીલા અગર જો ભગવાનજી ધનજી અપના પ્રેમ ન દીખાતે, માઈપોત્રા મોહન ભગત કબુતરોવાલા ઇદરખ્યાલ ન કરતા તો મોહન પટેલ મોચી પરમાર્થી ધર્મ કાર્યમેં મું મરડતાતા ઈસલીએ પ્રાર્થના કરતા હું કે બુઢા પિટેલોકું આરામ કરને દો કયું કે કોમી મુલકી પરમાર્થ કરતે કરાતે હાર ચુકે હેં અબ હોનહાર નવજુવાનોકી કોમી સેવાકા સમય આયા હે. ઈસ લીયે અપની ભલાઈ બુરાઈ કા વિચાર કરતે હુવે, અપની ભલાઈ સે સબસે આગે પડ દેખાવ.

# Trust in God do the Right.

## જન સમાજ ?

• હું તો માત્ર બે વરસ થયાં આ કરાચી શહેરના સમુદ્રના મોજામાં ગુંચવાઇ રહ્યોછું મારૂં કામ જે મને હિંદુ ધરમના લાભ રૂપ જણાય છે તેને પછવાડે સર્વસ્વ તન મન અને ધન અર્પણ કરી તળીઆની સ્થિતીમા આવી જતાં છતાં પણ નિષ્ફળ નીવડયો છું. કરાચીની પ્રજાની કિર્તિના વિજય ડંકા પણ તેવી રીતે વાગી આવા જાહેર પાનામાં ચિતરાઇ, હસ્તિ ધરાવતાં જોઇ શું નહિ થતું હોય ? પરંતુ કરાચીમાં જે ધાર્મિક સંસ્થાઓ કહેવાયછે જેમાંની "શ્રી શુભેચ્છક મિત્ર મંડળ જેવી, જેના દરેક સભ્યો પણ મારા જેમ શ્રમ લેતા નથી અને પોતાના ઉદ્દેશો મહાન રાખી કામ કરતી હશે તેની સ્થિતિ તેના દરવાજા કઇ દીશામાં મુકાયા હશે ? કરાચી શહેરનું એટલે આપનું આપના અંગનું, હિતકર્તાનું. પણ આપ આટલે કદર શ્રીમંત જહાજમાં મ્હાલી તેને પ્રબળ ન કરેતો તે કેટલી દીલગીરી અને અપમાન ભરેલી વાતછે ? કરાચી નિવાસીઓ હવે બસ ઘણું થયું. ચેતો ધર્મના પાયા દૃઢ કરો "**નમ્યો તે પ્રભુને ગમ્યો ભલું કર્યે ભલું થશે**' એ અનુસાર આપ જાતનું હિત ઇચ્છતા હો તો પ્રથમ તે રસ્તો પકડો. શ્રી શુભેચ્છક મિત્ર મંડળે આજ લગભગ પાંચ વર્ષ થયાં અથાગ શ્રમ વેઠી અનેક હાડમારીઓ ભોગવી અનહદ પ્રયાસો કરી તમારા લાભાર્થે પ્રકાશમાં પડી સેવા બજાવવાનો પોકાર કર્યો છે પરંતુ લાચાર ! અપસોસ "**તુમ બોલતે બકતે હે મેં સુનતે હે**" એ સુત્રાનુસાર થયું એ કેટલી ખેદજનક કહાણી થઇ ? પરંતુ એ ગરીબોના હિત સાધક મિત્રને, વિદ્યા પ્રચાર કર્તા હાથને, અવાચકના સેવકને મળો અને ભેટો તો પણ ઉજવળતા છે "**ઘોડાને ઇશારો ગધેડાને ચાબુક**" આપ માનવી અવતારમાં છો તો વધુ કહેવું શું બાકીછે ? એજ.

# કરાચી દ્રશ્ય.

હીરાની કિંમત ઝવેરી જાણે, વિદ્યાર્થીની ચાલાકી શિક્ષક જાણે, તેમ શહેરની કારકિર્દી વિદેશી બહાર ગામથી આવનાર સમજે કારણ કે તે તેમાં ભળેલ અને ઘડાએલ નથી હોતો મને પણ એજ સુત્રાનુસાર જણાયુ કરાચીનુ દ્રશ્ય પણ પાપથી ભરપુર ઘડા સમાન જણાયું સિંધી કોમના લોકો નાણામાં કંજુસ, કચ્છી ગુજરાતીઓએ ચામાં કરી ખુવારી, તથા મારવાડી લોકો ને મગની દાળ ખાનારાએજ લુટયા હોયને તેવો ભાસ જણાય છે પછી તેઓ ઉંચે દરજ્જે વળવા માનપાન લેવા મોટા ડોળ કરેછે મને પણ જો એવી ખબર હોત તો મારા પારમાર્થીક કામ સારૂ નાટક કે દાંભીક સાધનથી ધન ભડાર કરી ધરમના કામ સારૂ ખોલો જરૂર ભર્યો હોત પણ લાચાર છતાં પણ હવે નમ્ર વિનતિ છે કે તેમાં સહાનુભુતિ ધરવા આપ સમક્ષ ધરૂછુ જે લક્ષમાં લેવા ચુકશો નહિ એજ.

નોટઃ—આપ સાહેબોની ખરી કમાઇના પઇસા મોટરમાં ફરવામાં અને નાટક સીનેમામાં તથા ચાય પાણી, પાન સીગરેટ તથા જન્માષ્ટમીના જુગારમાં તથા દીવાળીના તહેવારોમાં દારૂખાના ની અદર તમારો. તમારા ઘરના બચ્ચાંઓનો કેટલો જાયછે તે કોઇ દીવસ ખ્યાલ કર્યોછે કે ? અને જ્યાં ધર્મના કામમાં આપવાની વાત કાને પડે કે મોઢું બગડી કાળું પડી જાય છે, અફસોસની વાત છે કે સારા અને ધરમાઉ કામમાં મોઢુ બગડે અને નાટક સીનેમાની અદર જવા માટે ટેલીફોનથી રીઝર્વ થાય અને ગાલીઆ તાલીઆ ભાઇબંધ દોસ્તોને મોટરમાં લઇ નાટક જોવાય માટે સદગ્રહસ્થો વિચાર કરો અને એવા નકામા ખરચથી બચી જઇ તમારા કમાયેલા પઇસાનો સદઉપયોગ કરો અને આવા પરોપકારી કામમાં હાથ લંબાવશો એવી આશા છે.

# ONE LOOK.

## સ્વરાજ તે બાદશાહી કોમના ઘરમાં છે.

જે મુબારક કોમમાં (જાતીમાં) કોઈ માંગણુ નજરે પડતો નથી, અને નહિ કોઈ વિધવા દેખાય છે, અને જેની કોમી ફરીઆદ આજ દિવસ સુધીમાં કોઈએ સાંભળી નથી અને પોત પોતામાં એક બીજા પર કોઈ પણ હુમલો કરતું નથી અને કોઈએ પોત પોતામાં ભેગા થઈ કોઈ પણ પ્રકારનો છેડછાડ કરી પારકી ખોદણી કરી નથી અને કોઈએ દાન કરવામાં મખીચુસ પણું બતાવ્યું નથી અને નહિ તે કોમના કોઇએ ના શુકર ગુજારાનો શુકન મોઢા પરથી ઉચાર્યોછે અને નહિ કોઈએ પોતાના એશઆરામને છોડી ધનદોલત જમા કરવાની લાલચ કરી છે. અને નહિ કોઇએ પોતાની ખોટી ડફાંસ હાંકી ખોટો પ્રેમ બતાવ્યો છે. હા ! જે બાદશાહી ધર્મથી બધા ધર્મ દુન્યામાં નજર આવ્યા છે તે હિંદુ ધર્મ-કોમની આજે કેવી કંગાલ હાલત છે. એ માટે હિંદુ મુસલમાન ભાઈઓએ પારસી કોમનો દાખલો લઈ કોઈ સારો પાઠ શીખવો જોઈએ.

મહેરબાન સાહેબ, મેં ઉપરનો લેખ ખુસામતીથી લખેલ નથી પણ આજ ઘણો વખત થયાં જોતો આવ્યો છું કે પારસી કોમ કેટલી બધી હુશીયાર અને ચંચળ છે અને ધર્મ કાર્યમાં કેટલો હાથ લંબાવે છે તેના પુરાવાઓ ઘણા છે પારસી લોક ખાસ જલના પુજારીઓ છે તો મહેરબાની કરી આપ લોક આ ગંગા સ્થાનમાં હાથ લંબાવશો એવી મારી નમ્ર વિનંતીછે



# અંતિમ સ્તુતી.

'પ્રભુ પાય લગણુ હો તમ પાસ વળી ....
શિર સાથ નમાવી કહું, અંતર આધીનથી......
" શાંતિ પ્રશરાવ બધે
સહુના દીલમાં વસજે "..............પ્રભુ૦ ૧.
સૃષ્ટિ પાળક દીન દયાળ સુણુ અરજ ફરી...
સુશિક્ષણુ સદ્‌વિદ્યા માર્ગો, સ્થાપજો અહીં .....
યાચના તે મારી છે,
હેતથી વધાવી લે........ ..... .. .....પ્રભુ૦ ૨.



# પુન્ય બદલ પાપ.

સ્વર્ગ નિવાસી દિવાન દયારામ ભાવનાની હૈદ્રાબાદવાળા લાયક દિવાનોમાંથી એક એ પણ થઈ ગએલ છે તેની પત્નિ પણ પવિત્ર દેવી સ્વરૂપે પતિવૃતા પાળી કહેવાઇ ગઇ છે જેને હરહમેશાં હરદ્વારમાં જઇ ભક્તિ કરવાથી ત્યાંના સાધુ સારી રીતે જાણે છે અને તેણી શુદ્ધ ભાવનાથી માનતી હતી જેના મુબારક પેટથી સતવાદીકીશનચંદ (એલફીસ્ટન સ્ટ્રીટ સદર,કરાચી) જન્મેલ છે. જેની પવિત્ર ભાવના વગેરેહરદ્વારિ પરમાર્થનું જાડાજ મારા બે વર્ષના પ્રયાસથી ઉલટું જણાયું છે. સાધુ સમજાવી હારી ચુકેલછે પરમેશ્વર ઇચ્છાથી સફળ થએલ નથી નાણાંનો સ્વપ્ને પણ ભરોસા નહતો તે આજ આ સ્થિતિ ભોગવે છે જેને કોઇ રીતે સમજાવનાર મને નથી જણાતો કે જેને લાગવગથી પણ હારી ચુકેલ છું હવે જનસમાજને આથી સ્તુતિ છે આવા પવિત્ર સત્કાર્યમાં મદદરૂપ નિવડી પરમપદ પામવાનો માર્ગ શોધવા વિનંતિ છે. આશા છે કે મને વેળાસર સાહ્યરૂપ નિવડશે. હું તમારા બચ્ચાના ભલાના માટે આપના પ્યારનો હક અદા કરૂ છું અને તમારા બાપદાદાના ખાધેલ અને ખવરાવેલ નીમક હક કરી બતાવું છું કારણ દુનીયામાં પૈસો મોટી ચીજ નથી પૈસા ઇનસાનથી પેદા થાય છે અને ધર્મ આપના ધર્મથી પેદા થાય છે અને પાપ લાલચ શયતાનથી પેદા થાય છે આથી શેઠના દિલાવર દોસ્ત અથવા કોઈ નજીકના સગા, અથવા કોઈ બાદશાહી શેઠના દુકાનદાર, હિંદુ, મુસલમાન, પારસી રહેમ દીલી હૈદ્રાબાદી, કોઇ કીશનચંદને સમજાવી ખેરાતમાંથી ખેરાત દેવરાવે તો હું તેનો આભાર માનીશ.

---

સુચના:—આ પુસ્તકના લેખક દેવજી ટોકરશી કેસરીઆ માટે નોકરી જોઈએ છીએ માટે કોઇને ત્યાં કલાર્કની જગા હોય તો ખબર આપવા મહેરબાની કરશો. લી० બાવા રામરટો

# શોક મહા શોક.

મીસ્ત્રી શીવજી ગંગેસ, રણછોડ લાઇન–કરાચી

લાલજીનો લાલ પણ ભર દુન્યા તજી ગયો, જે પર પ્રાણી માત્ર સર્વ કહેછે કે શીવજી મીસ્ત્રીને સાધુઓની સેવા કરતાં આવાં ફળ મળેલ છે પરંતુ અંધ જગતના અંધ લોક એમ નથી સમજતા કે એ સર્વ પુર્વ જન્મનાં ફળ છે હાલનુ આગળ ઉપર મળશે માટે ધરમ કરમની ખેતી કરનાર વાળાને આ બહાનાથી પોતાની હિંમત હારવી ન જોઇએ (પરંતુ મોટા ગ્રહસ્થ સમક્ષ અન્યાય નતી જેવી રીતે છત્રીસ જાતના માગનાર પાસે હુમલા કર્તાઓએ કરાચીપર પોતાનો ઓળો પાડી દેખાડયોછે) નથી કહેવાતુ કે મીસ્ત્રી સાહેબ પોતાની મિલકત બાંધી ઉપર લઇ જનાર છે અર્થાત અહીંના ખોટા ડાંભીક કે પ્રપંચમાં ઉમેરવા ઇચ્છે છે. હા હા ભગતના કોઇ સાચા સલાહ કારક હોય તો આટલે દુરથી અવેલ પારમાર્થીક ધર્મના કામને પુરૂ કરી ગંગા કિનારે પોતાના પુન્યનું પ્રવાહને પ્રગટ કરી સચાઇનુ તેજ વધારે. પરંતુ નથી કહી શકાતું કે શું થનાર છે અને તેના મુખથી આવા કાર્ય કાજે હા નથી ભણાતી દુરથી આવેલને જરૂર હવે સહાનુભુતિ દેવી ઘટેછે.

નોટઃ—કરાચી નીવાસી હિંદુ ભાઇઓ અમે મીસ્ત્રીના ભલા માટે લખી અમારી ફરજ બજાવીએ છીએ. તો મીસ્ત્રી સાહેબે પોતાની પાછળ નામ રાખવા માટે આ ધર્મનું કામ કરી આપવા માટે હાથ ધરવું જોઇએ એવી અમારી વિનંતી છે.

Printed by Girjashanker B. Trivedi at the "Tarun-Sagar" Printing Press, Campbell Street, KARACHI.